# કરણી તેવી પાર ઉતરણી

**અથવા**

## કાકામામા કેહેવાના અને ગાંઠે હોય તે લેવાના.

બુલવર લીટનની "નાઇટ ઍંડ મોરનીંગ" નામની જાણીતી
નાવેલને આધારે પારસી સંસારી હાલતને લાગુ
પાડી રચેલો નાટક.



---

**નાટક ૪ અંકી.**

---

## પારસી નાટક મંડલીને માટે

બનાવનાર


## અરદેશર બેહેરામજી પટેલ,

તે "૬૦ વરસના અસલાજી ૧૭ વરસની શીરીન સાથ
પરણવા નીકલયા" વાલા નાટકનો કર્તા.


---



---


ધી ઑબે જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

સને ૧૮૮૫ ઈશવી.

**કીંમત રૂ૦॥=**

# કરણી તેવી પાર ઊતરણી

અથવા

## કાકામામા કેહેવાના અને ગાંઠે હોય તે લેવાના.

બુલવર લીટનની "નાઇટ એંડ મોરનીંગ" નામની જાણીતી
નાવેલને આધારે પારસી સંસારી હાલતને લાગુ
પાડી રચેલો નાટક.

---

**નાટક ૪ અંકી.**

---

પારસી નાટક મંડલીને માટે

બનાવનાર

## અરદેશર બેહેરામજી પટેલ,

તે "૬૦ વરસના અસલાજી ૧૭ વરસની શીરીન સાથ
પરણવા નીકલયા" વાલા નાટકનો કર્તા.





ધી ઓએ જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

સને ૧૮૮૫ ઇશવી.

**કીંમત રૂ૦ ૧॥**

# દી બા ચો.

બે માસની નાની મુદતમાં વાંચનારની સનમુખ પાછા રજુ થવાની મને તક મલીછે અને આ વખતે વધારે હરખ ભરયાં હઈડાં સાથ તથા મજબુત પગ સાથ હું ઊભો રહયોછું. "અસલાજી" વાલો મારો નાટક પરજાને પયારો થઈ પડયો હતો એમ જો હું બોલું તો તેમાં કોઈબી રીતે સાહરાગાતનાં અનયાયમાં હું આવી શકતો નથી. ૯ રાત વેર દેશી કુટુંબોની મોટી ગીરદીની હજુર તે ભજી બતાવવામાં આવયો હતો અને હજી તો બીજી ઘણીક રાતની હઈઆતી જોવાની તે ઉમેદ આપેછે. મારા એ ખેલે તથા મારા લાયકીવાલા મીતર મી૦ નાનાભાઈ રૂશતમજી રાણીનાનાં "કાલાં મેંઢાં" નાં ખેલે દેશી કુટુંબોમાં પારસી સંસારી ખેલો તરફ જે અજબ પણ વાજબી પયાર ઉતપન કરયોછે ને સારાં ફલ નીપજાવવાની ઉમેદ આપે છે. જે ખેલની તપાસ માટે હું આજે રજુ થવાની હામ ભીડુંછું તે તપાસમાં જો હું "અસલાજી" ના ખેલ કરતાં વધુ ફતેહમંદ નીવડીશ તો હું મને પોતાને વધારે ભાગયશાલી સમજીશ તથા એક વધારે હીમતવાન પગલાં માટે હામ ભીડવાને વાજબી જોઈશ. બુલવર લીટનની "Night and Morning" વાલી અતી રશીલી પણ કરૂણારશીક વારતા એકેએક કેલવાયલા દેશી ગરહસથે વાંચેલી હોવી જોઈયે. તે વારતાનો પુરતો ખયાલ આપવાને, આપણાં માજી વાઈસરાયનાં એ માનવંતા પીતાની લખાણ શકતીની ખુબીનો મુંબઈના તખતા ઉપર આ પેહેલીજ વખત ચીતાર આપવાને, હું ફતેહમંદ નીવડયોછું એમ જો મારા એ કેલવાયલા મીતરો મને કહેશે તો મારી એ મેહેનતનું ફલ મને પુરતું મલયુંછે એમ હું સંતોશ

લઈશ. મારા જેવો એક "અદના" આવી વખણાયલી વારતાને પુરતો ઈનસાફ આપી શકેજ નહીં, તોપણ જ્યારે એવી ઉતમ વારતાનો લાભ આજ વેર લેવાની મેહેનત થઈ નથી, તયારે મેં તે કામ માથે લેવાને હીમત કરીછે, જો કે પારસી સંસારને આ નાટક વધારે લાગુ પાડવાની મારી હોંસમાં, મુંબઈનાં તખતા ઉપર તેને વધુ ખેંચાણ કરનારો બનાવવાની મને પડેલી ફરજમાં, લખનારની ઘણીક નેમથી મને વેગલા જવું પડયું છે. તોપણ રામટી રીતે "Night and Morning" ના આ એક ચીતારછે એ તો કોઈબી ના પાડશે નહીં.

ખેલનો મુખય શીણગાર તેનાં અતી રશીલાં દીલ ઉસકેરનારાં ૧૩ ગાયણોમાંછે એમ મારે એકદમ કબુલ કરવું જોઈયે, જે ગાયણો માટે મારા મેહેરબાન મીતર મી૦ ફીરોઝશાહ રૂસતમજી બાટલીવાલાનો હું આભારી છું. મારા એ મીતરની એ મેહેરબાનગીનો બોજો કેમ હલકો કરી નાંખવો તે વીચારમાં હું આ નાનો દીબાચો ખતમ કરૂં તે અગાઉ મારે પાછું જણાવવું જોઈયે કે એ ગાયણો ઉપર પણ મારા એ એકમારગી કવી મીતર એખલાનોજ હક છે.

**આ૦ ખે૦ પટેલ.**

મુંબઈ, તા૦ ૩૧મી જાનેવારી સને ૧૮૮૫.

# નાટક પાત્ર.

**શોરાબશાહ દુમશીયા**...પોતાના મરનાર ભાઇ દોરાબશાહનો રૂ૫) લાખનો પચાવી બેઠેલો પારસી "ગરહસથ."

**ફુલીમામા**.. ..... .......શોરાબશાહની ધણીઆણીનો ભાઇ જે નેકી અને ખુબીમાં શોરાબશાહને વાંશરાવેછે.

**રૂસતમ** ..... .. .........શોરાબશાહનો ખરેખરો અસીલ અને દયાલુ એક પુરો બંદીના મરજથી હેરાણ થતો બેટો.

**નાદીરશાહ** ..............શોરાબશાહનો હકદાર હુલડ પ્રમાણીક ભત્રીજો.

**કાવસ**.....................નાદીરશાહનો કમનસીબ બાલક ભાઇ.

**બેહેરામશાહ**............શોરાબશાહનો દુનીયાંનો ખાધેલો "વખત જોઇ વાત કરતો" કારભારી.

**પાલી પપેટો**.. ..........નાજાંનો વાલી તથા કમનશીબે લુચાઓના ફાંદામાં નાચારીથી ફસેલો પારસી.

**માંકો** ... .... .........મરનાર દારાબશાહ દુમશીયાનો વફાદાર તથા "ભરભરયો" કારભારી.

**જેઠમલ**................ ઓલપાડનો જાણીતો મારવાડી સાહુકાર અને નાદીરનો એક વખતનો "દયાલુ" શેઠ.

**ચાંદજીભાઈ**..... .......જેઠમલ મારવાડીનો વકીલ.

**ખશારૂ**...................નોટ બનાવનારાઓનો ઠગારો સાથી.

**પીરોજા**.................મરનાર દારાબશાહની વીધવા.

**ગુલબાનું**... ..............શોરાબશાહની ખરાબ ખવાશની ધણીઆંણી.

**નાજાં ઘેલી**............ફુલીમામાની તજી દીધેલી તથા પાલી પપેટાની કરી લીધેલી બેટી.

**ખટલી**... ...............નાજાંની દાસી.

ખોટી નોટ બનાવનારાઓ, પોલીસ અમલદારો, સીપાહો, નોકરો, ઇત્યાદી,

---

[એ ખેલ પારસી નાટક મંડલીએ તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૮૫ યી ભજી બતાવવાને સારૂ કરયો હતો.]

# કરણી તેવી પાર ઊતરણી

અથવા

## કાકામામા કેહેવાના અને ગાંઠે હોય તે લેવાના.



### અંક પેહેલો—દેખાવ પેહેલો.

[મરનાર દારાબશાહ દુમશીયાના બંગલાનો એક ઓરડો; કેટલીક ગબીઓ ટાંગેલીછે; ચોપડીની કબટ ઉભેલીછે; બંદુક વતરોગે છુટો છવાયો સામન છે; કારભારી બેહેરામશાહ ટેબલ ઉપર લખવા બેઠાછે; મરનાર દારાબશાહનો કારભારી માકો ગમગીન ચેહેરે તેની સામણે ઉભો છે.

**માકો**—બેહેરામશાહ શેઠ, મારા મરનાર શેઠ દારાબશાહ દુમશીયાનો આ હૉલછે. કેવા ભલા શેઠ હતા તેનો અમે જયારે સઘલા નોકરો વિચાર કરીયે છીયે ત્યારે તેવણુની વિધવા અને બેટાઓ વિષે અફ્સોસ ઉપજેછે. તે બીચારાઓનું શું થશે તે સમજીજ શકાતું નથી.

**બેહેરામશાહ**—બચિત્ત તેઓનું ભવિષ્ય સારૂં નથી. મરનાર દારાબશાહ નજદીક ૫ લાખ રૂપયાની દોલત મેલી મરણ પામયાછે એ ખરી વાતછે પણ તેવણુ વસીયતનામા વગર અચ્ચુચ મરણ પામવાથી તેવણુની સઘલી અસ્કયામત અને દોલત કાયદા પ્રમાણે મારા માનવંતા શેઠ અને મરનારના ભાઇ સોરાબશાહ દુમશીયાને મળશે.

**માકો**—(અચરત થઇ) કાંય ? ત્યારે શું તમારા ઇંગ્રેજી કાયદામાં એવુંજ લખેલું કે બચ્ચાં છોકરાં ભૂખે મરે અને મરનારનાં ભાઇ ભાંડુઓ આવા સઘલી દોલત હજમ કરી જાય ! એબી ઠીક.

**બેહેરામશાહ**—માકો, તારા જેવા કારભારિઓ જ્યારે વકીલ થઈ પડે ત્યારે અમારા જેવાનું કામજ શું ! તારા મરનાર શેઠ તારી બાઇ સાથે પરણ્યાજ હતા એવી શાહેદ મલતી નથી અને તેટલા માટે તારી બાઇ અને તેવણનાં ફરજંદોને મરનારની દોલત ઉપર કશોબી હક પૂગે નહીં. એખલો હક મરનારના ભાઇનોજ પૂગવો જોઇયે.

**માકો**—એવા વિચારથી મગન થતા ના. મારા મરનાર શેઠને પોતાના કાકા મનચેરશાહ દુમશીયાએ પોતાને ત્યાં ફરજંદની ગેરહાજરીમાં વારસ કરી લીધા હતા અને તેવણની ઉમેદ હતી કે પોતાના આ વારસને કોઇ બે પૈસે સુખી જાણીતા શેઠ્યાની બેટી કેડે પોતાના મોભા પ્રમાણે પરણાવે. પણ દારાબશાહ એક વખત હવા ફેરબદલ કરવા હજીરે ગયા હતા અને ત્યાં એક ગરીબ પારસી ખેડુતની અતી ખુબસુરત પણ સાદી અને મેહેનતુ છોકરી ઉપર દિવાના થઇ પોતાના કાકાનો કોફ નહીં ખેંચવા માટે છુપા પરણ્યા અને પોતાની મોહરદારને કાકાના મરણ વેર હજીરેજ રાખી. તે મોહરદાર કોઇજ નહીં પણ મારી બાઇ પીરોજાંછે અને આ બે તેણીના હકદાર બેટાઓછે. આસમાનના દેવો ઉતરી આવી નેબી આ વાત ના પાડશે નહીં.

**બેહેરામશાહ**—(હસીને) બોલવું બહુ સેહેલુંછે પણ કોઈ સાક્ષી છે ! કોણ તારી બાઇ એખલી કે ? તેણીની એખલી સાક્ષી ઉપર કોર્ટ ભરોસો રાખી આ કહેવાતાં લગ્ન હકદાર ઠેરવશે કે ? જે બે આશીર્વાદ સારનારા મોબેદોનાં નામ તારી બાઇ આપેછે તેઓની શોધ કરાવતાં કેડે જડતા નથી, ત્યારે તારી ડગારી બાઇ કહેછે કે તેઓ તો મરી ગયા છે. રેજીસટ્રારની આફીસમાં ખોલ કરાવી અને તયાંથીબી આ લગ્નની નોંધ મલતો નથી ત્યારે તેણી કહેછે કે ૫ વર્ષની વાતપર જે આગ લાગી હતી તેમાં તે બળી ગઇ હશે. આવી જબાની ઉપરથી મુંબઇની હાઇ કોર્ટ તારી બાઇને મરનારની ૫ લાખની દોલત અપાવી દેશે કે ?

**માકો**—મારા શેઠ પોતાના મરવાની અણી ઉપર આવેલા કાકાનો વારસો ખોઇ દેવાની ધાસ્તીથી આ લગ્ન બહુ છુપાં કર્યાં ત્યારે બે મોબેદ અને બે થારી પકડનારાઓ સિવાય બીજું ત્યાં હાજર કોણ હોય ? આખું ગામ જાણેય કે દાદાદારૂ દુમકલાસ અને એદલદારૂ આદામુદી મરણ પામ્યાછે. થારી પકડનારા મારી બાઇના બાવા અને મામા હતા

અને તેઓનેઓ બેહેસતી થવાને ૧૦ વર્ષ થઇ ગયાંછે. પણ બાઇ ખાતરીથી કહેચ કે સુરતની રેજીસ્ત્રાર આફીસમાંથી લગનની સરટીફીકિટ તેવણે લેઇ રાખીછે.

**બેહેરામશાહ**—માકા, જો તે સરટીફીકિટ હોય તો આજે બેએ દહાડા થયા આપરે ખુણેખુણાં અને કાગજે કાગજ જોઇયેચ તોપણ તેમાંથી મલે નહીં! વલી મારા શેઠ સોરાબશાહ એવા તો ગૃહસ્થ આસામીછે કે જો પોતાની ખાતરીજ થાય કે તેવણનો મરનાર ભાઇ એ ઓરત સાથ ખરેખરો પરણેલોજ હતો તો તેનાં ફરજંદો અને તેની વિધવાનો હક કદીબી છીનવી લે નહીં.

**માકો**—હા, ઘણોજ ગૃહસ્થ આસામી! જો સારોજ આસામી હતે તો મરનાર મનચેરશાહ તેને શું કામ વસીયતનામામાંથી તદન બાતલ કરતે? એ તમારા ગૃહસ્થ આસામીએ મનચેરશાહના મરણ પછી કોર્ટે દરબાર ચહડી મારા શેઠને કાંઇ થોડું દુઃખ દીધું હતું? પણ કાંઇ નહીં. કર ને જો હયાંનું હયાંજછે અને પોતાના ભાઇનાં નાવારેસ કુટુંબને લુટી એ પારસી કદી સુખી થવાનો નથી.

**બેહેરામશાહ**—ચાલ તારો પટપટારો છોડી દે. શોરાબશાહજ સામેથી આવેછે અને તેવણની હાજરીમાં બોલવાની સંભાલ રાખજે, કારણ કે પોતાના એક પુરા ભાઇનાં મરણથી તેવણનું જીગર ફાટી ગયું છે.

**માકો**—કેવું જીગર ફાટી ગયુંછે! અરે બેરામશાહ શેઠ, ખરૂં બોલોની કે એકદમ ન ધારેલો ૨ ૫ લાખનો હરામનો લુમકો મલવાથી તેવણનો હરખ છાતીમાં સમાતો નથી.

[સોરાબશાહ એક નોકરની સાથે ગંભીર ચેહેરે દાખલ થાયછે.

**શોરાબશાહ**—(અતિ ગમગીન ચેહેરે) કેમ બેહેરામશાહ, તમારૂં અતિ દુઃખદાયક કામ પુરૂં કર્યું કે? ખોદાને ખાતર તે જલદી પુરૂં કરો, કારણ કે આ શોકાતુર મકાનમાં વધુવાર રેહેવાની મારી છાતી ચાલતી નથી.

**બેહેરામશાહ**—શોરાબશાહ શેઠ, સઘલાં કાગજો હું ખોલી વલ્યો છું, પણ કેહેબી તે કાગજ જડતું નથી.

**શોરાબશાહ**—ત્યારે મારો મરનાર ભાઇ આ ઓરત સાથ પરણ્યો હતો તેની કાંઇ ગવાહી દસ્તાવેજપૂર્વક તો નથીજ કેની?

**બેહેરામશાહ**—સાહેબ, એ ઓરત પોતાને મોહડે કહેય તેજતો! બાકી તમો જાણોય તો ખરા કે ઈંગરેજી કોર્ટ દરબારમાં એવી એક જણાની પોતાને મોંહડેની શાહેદીથી ૫ લાખનો મોટો લુમકો તેને મલી જતો નથી.

**શોરાબશાહ**—તમારૂં બોલવું તદન વાજબીછે. ત્યારે હવે મારે માટે બીજો કાંઇબી ચારો રહ્યો નથી, પણ એ સઘલી ચીજો ઉપર મારે સીલ કરવાં અને એ ઓરત અને તેણીનાં બે ફરજંદો તરફ મારા ગરીબ મરનાર ભાઇને ખાતર કાંઇ દયાની નજરથી જોવું. મારો ગરીબ વાહાલો ભાઇ!! કેવો જલદી મને છોડીને એકદમ ચાલી ગયો! એ વિચાર કરૂંચ ત્યારે મારૂં ભેજું ખસી જાયચ, મારી જબાં ખેંચાઇ જાય ચ. ઓ કાવલા, અરે કાવલા, થોડોક વાઇન દારૂ લાવ. (કાવલો આવી પાછો દોડી જાયચ) પણ બેહેરામશાહને કહું જે એકાંતવાસ જીંદગી ગુજારવા માટે આ નાનો બંગલો ખરેખરો ખુશનુમા છે.

**માકો**—(બાજુએ) કોલીવારમાં કોઇ અંધારા ઘરમાં રહ્યા પછી આ મુફતનો બંગલો નહીં કાંય ખુશનુમા લાગે!

**શોરાબશાહ**—મારો ગરીબ ઉતમ ખવાસનો ભાઇ જો પોતાનાં ભોળાપણામાં આવા ફાંદામાં ફસ્યો ન હતે તો તે કદીબી આવા ફેજે પુગતે નહીં. શું પ્યાર, ધુલનો પ્યાર? એવી રીતે પોતાના ખાનદાનને નરસ લગાડી જીવતાઓને નિચે જોવડાવી જાય તેનો એવા ફાંદામાં પડેલાઓને કયાં ખ્યાલ હોયચ? પણ બેહેરામશાહ, પેલા માકા વિષે મને કાંઇ ખુદરતીજ ધિક્કાર લાગેચ, આ ઘેરના સઘલાં માણસોને તમો એકદમ રૂખશદ આપી દેવોતો બહુ ઠીક. (માકાને) કેમ ભાઇ, કાંઇ મને કહેવા માંગેચ. જે તને કહેવું હશે તે હું ધોરજથી સાંભળીશ, માટે બીન દેહેસતે બોલ.

**માકો**—સાહેબ, કહેવું તો કાંઇજ નથી, પણ એટલુંજ કે આ બંગલાનાં નોકરો જાણવા માંગેછે કે તેઓની નોકરી ચાલુ રાખવામાં આવશે કે નહીં?

**શોરાબશાહ**—ભાઇ, તેનો જવાબ આપતાં મારૂં હૈડું ભરાઇ આવેચ. મારા મરનાર ભાઇને લગતી કોઇબી ચીજ હું જોઊંચ કે મારી આંખમાં પાણી આવી જાયચ, માટે સઊથી વાજબી રસ્તો હું એજ ધારૂંચ કે આ બંગલો હું કોઇ બીજાને ભાડે આપી દેઊં અને આ ઘેરના સઘલાં રહેવાસીઓ મારેથી દૂર રહેશેતો તેઓ મારી ઉપર, મારી તંદરોસ્તી ઉપર, અને મારાં બચ્ચાં છોકરાંઓ ઉપર એક મોટો આભાર કરશે.

**માકો**—અરે સાહેબ, ખુલ્લું બોલી દેવાનો કે જે મુકતનો લુમકો મારી શેઠાણી અને તેણીના બે બાલકોને લુમરી મુકાવીને તમો લુટી લેવાચ તેથી તમો હરઘડીએ અમારેથી ધાસ્તી રાખી અમોને બેરવવા માંગોચ, પણ કરણી તેવી પાર ઉતરણી એ યાદ રાખજો અને હકદારનો વાજબી હક લુટી તમો તમારાં જંદ ફરજંદો સાથ કદીબી સુખી થવાના નથી.

**શોરાબશાહ**—(ગુસ્સામાં) નિકલ ચોર, નાપાક, લુચ્ચા મારા મોહડાં ઉપર તું મને આવું અપમાન કરવાની હિંમત કરેચ?

[માકો જાયછે.

**શોરાબશાહ**—જોયું બેહેરામશાહ, દુન્યા એવીજ છે. જે વાજબી કરવા જાયચ તેને એવોજ બદલો મલેછે. એ નોકરો એવા નગુણા હોય છે કે તમારૂંજ ખાઇ આછું પડે તો તમોનેજ ગાલો ભાંડેછે. શું કરીયે, ભલાઇનો વખતજ નથી.

**બેહેરામશાહ**—બોલો ના સાહેબ. હું ક્યાં એ સઘલું નથી જાણતો? તમારો નાહેકનો જીવ ના કુહુરાવો. જરાક આ વાઇન લેવો કે તમારો શોકાતુર જીવ ઠેકાણે આવે (બેઉ જણાં નામોને વાઇન લેછે).

**શોરાબશાહ**—(થોડોક વાઇન પીને) જીંદગી કેવી અચોકસ છે? માણસને શું શું આશા હોયછે પણ તે એક ઘડીમાં ભ્રષ્ટ થઇ જાયછે. મારા મરનાર ભાઇએ ગયાજ માસમાં પોતાનો આ બંગલો મોટા ખરચે સીણગાર્યો હતો અને યૂરોપથી ઉંચામાં ઉંચો દારૂ મોટા જથ્થામાં મંગાવ્યો હતો. આજે તે પીવા રહ્યો નથી, આ બંગલાની મોજ ચાખવા

જીવ્યો નથી. વલી તે પોતા પાછલ આવું ખરાબ નામ મેલી ગયોછે. (થોડોક બીજો દારૂ પી) બેહેરામશાહ ખરૂં કહુંચ કે મને આ ઓરત પીરોજા અને તેણીનાં બે છોકરાઓ માટે બહુ લાગેચ, પણ શું કરૂં? આપણે સારા માણુસથી અને બચ્ચાં છોકરાંવાલાથી એવાઓને આપણાં ઘરમાં કેમ રખાય!

**બેહેરામશાહ**—ખરૂં કહોાચ સાહેબ. તમારા જેવા આબરૂદાર માણસને આ નિંદાખોરી દુન્યા એમ કરેતો દુપીજ ખાય.

**શોરાબશાહ**—તોપણ હું કાંઇ એઓને વાખામાં રહેવા દેઇશ નહીં. એવી ઓરતોને લાગણીજ કયાં હોયચ? ધુલ નાંખી આપણા મરનાર ભાઇ તરફ નજર કરી જો એઓ સારી ચાલ ચલાવશે તો દર મહિને રૂા. ૧૦૦ ની મોટી રકમ એઓને જોહોંસશુ.

**બેહેરામશાહ**—શાબાસ, તમારા દીલશુરદાને! એવો ઉમદા ખવાસ કોણ બતાવશે! ખચિત તેઓ ખરેખરા નગુણા અગરજો તમારી એવી ભલાઇના બદલામાં તમારા પગ ધોઇને પાણી નહીં પીઇયે તો. પણ સાહેબ, આ બંગલો તમેજ કાંય નહીં વાપરતા?

**શોરાબશાહ**—નહીં ભાઈ, મારા મરનાર હેતવંતા ભાઇની મૂર્તિ દરરોજ મારી સામણે આવી ઉભી રહે અને દરરોજ તે ને તેજ ખ્યાલથી મારી જીંદગી વધારે દુખી થઇ જાય, માટે મેં એ બંગલો મારી બાયડીના ભાઇ ફરામજી ફટાકયાને ભાડે આપવાની ગોઠવણ કરીછે.

**બેહેરામશાહ**—જેમ તમારી મરજી, પણ તમો બહુ પોચાં હૈડાંના છો. વારૂ ચાલો સાહેબ, બાહેર ફરનીચર અને ગાડીઘોડાનું લીલાંઉ કરી નાંખીયે છીયે ત્યાંતો જરાક આવો.

**શોરાબશાહ**—(રડીને) અરે મારા ભાઇ!

[બેઉ જણા જાયછે. બીજીગમથી પીરોજા
અને માકો દાખલ થાયછે.

**પીરોજા**—શું મારા જેઠ સોરાબશાહ ગયા? માકા, શું મારી આવી ભય ભરેલી હાલતમાં તેવણ મને દિલાસાનો એકબી બોલ કહ્યા વગર ગયા? ત્યારે શું મારાં આ બે ફરજંદોના બાપ તરીકે તેવણને ગણવાની મને ધીરજ નહીં મલેકે? (રડી પડેછે.)

**માકો**—અરે બાઇ, તે ચોર ને તેનો બેહેરામશાહ ઘંટી ચોર. બેઉ જણાં મારા મરનાર શેઠનાં ગાડીઘોડા અને સરસામાનનું બાહેર લીલાંઉ કરાવી નાંખેછે.

**પીરોજા**—(એકદમ ચોંકીને) શું, ત્યારે હું આ ઘરની બાઇ નહીં કે? શું મારા મરનાર ખાવીંદની મિલકત ઉપર મારો અને મારી બે ચસ્મોનો હક નહીં કે? અરે ખોદા! (કોચ ઉપર ફસડાઇ પડેછે.)

**માકો**—બાઇ, સાંભલીને મારી છાતીઓ ફાટી ગઇચ કે આ ઘાતકી જેહ તમોને તમારા મરનાર ખાવીંદની હકદાર વિધવા તરીકે કબુલ કરવાને સાફ ના પાડેછે અને જણાવેછે કે મરનાર દારાબશાહ વસીયતનામા વગર મરી ગયા છે (પીરોજા ચોંકેછે) તેથી તેવણુની સઘલી મિલકત ઉપર તેનોજ હકછે અને તમો તથા મારા બે નાના શેઠોને થોડા દીવસમાં હયાંથી કાહાડી મેલવામાં આવશે.

**પીરોજા**—(એકદમ ઊભી થઇ બે હાથ ઉંચા કરી) ઓ બાપ! ઓ ખોદા! મારૂં સત્યાનાશ! ઓ મારાં ફરજંદો!

[એકદમ બેસુદ્ધ થઇ કોચ ઉપર પડી જાયછે અને નાદીર દોડતો દાખલ થાયછે.

**નાદીર**—(માતાને વલગી પડી) માતા! માતા! મારી વહાલી માતા! તારી આ શું હાલત? એક વખત અમારી ઉપર તારી નજર ફેંક. એક વખત તારા નાના કાવસને બોલી લે. તને આવી હાલતમાં જોઇને મારૂં જીગર ફાટી જાયછે.

**માકો**—(બાજુએ) એ બીચારાં નિર્દોષ ફરજંદોને પોતાની ખરેખરી હાલતનો હજી ખ્યાલ નથી જ્યારે તેઓ પોતાની ભીખારી હાલત જાણશે ત્યારે તો તેઓનું જીગર વધારે ફાટી જશે.

**નાદીર**—મારી વહાલી માતા. મારા મરનાર પીતાને ઠેકાણે સદા હું તારી અને મારા નાના ભાઇની આગલજ રહીશ. આ બંગલામાંથી હું જરાક પણ દૂર જઇશ નહીં. મારા પીતાની જગાએ આ મકાનનો સઘલો વહિવત હુંજ કરીશ. (માકો આગલ જાયછે; તેની સાથે મનમાં વાત કરી કપાલ કુટતો પોતાની માતા આગલ પાછો આવેછે.)

**પીરોજા**—(રફતે રફતે સુધીમાં આવી) મારા બેટા ! મારા ખાવીંદના હકદાર વારસ ! બાપ વગરના મારા કમનસિબ બેટા ! (એકદમ ચોંકી ઉઠી) નાદીર, બેટા નાદીર, એટલુંજ મને કહે કે તું હવે પછીથી મને ચહાશે, હવે પછીથી તારી હેતવંતી માતાને સદા વફાદાર થઇ રહેશે.

**નાદીર**—મારી માયાવંતી કમનસિબ માતા, મેં સઘલું આપણા વિશ્વાસુ કારભારિ માકા તરફથી સાંભલ્યું છે, તે સાંભલીને મારી સઘલી આશાઓ ભ્રષ્ટ થઇછે, પણ તેથી કાંઇ મારી માતા તરફનો મારો પ્યાર લેશભારબી ઓછો થનાર નથી.

**પીરોજા**—મારા મરનાર ખાવીંદના હકદાર બેટા, પોતાના બુઝરગ કાકાની ધાસ્તીથી તારા મરનાર પીતાએ મારી સાથ છુપાં લગ્ન કર્યાં હતાં, તે લગ્નની સરટીફીકેટ મારી પાસ મોજુદછે, પણ કમનસિબે તે ગેરમેલે ગઇછે અથવા તો તારા ઘાતકી કાકાએ તેનો નાશ કરી નાંખ્યોછે અને તેટલા માટેજ તે પોતાનો નિચ ખવાસ બતાવી પોતાના ખરા ભાઇના કુટુંબને રડાવી તવંગર થાયછે, પણ યાદ રાખજે કે દુન્યાંને આપણે માટે તે ગમે એવું ખોટું સમજાવશે, તારા બાપને પૈસે તે દુન્યાંની બાહેરની ગમે એવી મોજમઝા મારશે, પણ તે કિરતારની જનાબમાં પોતાના મરનાર ભાઈ આગલ તે કદીબી પોતાનું મોહડું બતાવી શકનાર નથી.

**નાદીર**—માયજી, પૈસા નથી તો શું થયું ? ગરીબ હાલતમાં કોઇ નાના ઝુપડાંમાં આપણે રહીશું તો શું થયું ? પણ યાદ રાખજો કે તમારો બેટો નાદીર આખો દિવસ અને આખી રાત મેહેનત કરી, ઘાણીમાં પીલાઇ, દલદેસરી કરી, પ્રમાણીક રોટલીનો કટકો તમોને તથા મારા લાડકવાયા નાના ભાઇ કાવસને ખવાડશે.

**પીરોજા**—સાબાસ, મારા દીકરા નાદીર.

[એક નોકર પીરોજાના હાથમાં એક કાગળ આપી ચાલતી પકડેછે.

**પીરોજા**—(કાગજ ઉખેડી મનમાં વાંચી અતિ ગુસ્સાથી) આવા

બોલો મને! નાપાક હારેમન ખવિસ, આવા બોલો તારા ભાઇની વિધવાને! તારા ભાઇનાં ફરજંદોની હકદાર માતાને!

**નાદીર**—(ગભરાટમાં) જોઉં જોઉં માતાજી, એ શું છે! મને આપો. મારી ધીરજ રહેતી નથી, જલદીથી મને આપો. હું કબુલાત આપુંચ કે હું ધીરેસાસ્તે તે કાગજ વાંચીશ. ખોદાને ખાતર જલદીથ તે મને આપો.

**પીરોજા**—લે, મારા પુત્ર, લે. તારી સલાહની મને અગતછે અને એ વાંચીને આપણાં ભવિશયનો ઠેડાવ કર.

**નાદીર**—(કાગજ વાંચે છે.)

"બાઇજી સાહેબ,

"તમારા પોતાના તથા તમારા બેટાઓના ભવિષ્ય વિષે જલદીથી "જાણવાને તમો ખુદરતીજ ખાહેશમંદ હશો એવું જોઇને મારા ઇરા-"દાથી તમોને ધીરજ આપવાની મેં આ પેહેલી ટક લીધીછે. પેહેલાં "તો મારે તમોને જણાવવું જોઇયે કે વાજબી રીતે બોલતાં મારા "મરનાર ભાઇનાં સગાવહાલાંઓ ઉપર તમોને કોઇબી જાતનો દાવો "નથી. તોપણ મારો સદાનો દયાલુ ખવાસ મને ફરજ પાડેછે કે તમા-"રે માટે દયાને થકી કાંઇબી કરવું. હું જાણું છું કે તમો આજ કાલ "તમારાં સગાવહાલાઓને ત્યાં જઇને વસશો, પણ તેઓ ઉપર તમો "ત્રણ જણાં નાહેકનો બોજો નહીં થઇ પડો તેટલાં માટે દર માસે '૩૧૦૦ નો એક ચેક હું તમો ઉપર મોકલી આપીશ. વલી તમારી "જો ખાહેશ હશે તો તમારા બેઉ બેટાઓને કોઇ દુકાન ઉપર નોકરી "રખાવવાને અથવા તો કોઇ ધંધાદારીને ત્યાં શિખાઉ તરીકે મેલવાને "હું મારી બનતી તજવીજ કરીશ. મારા મરનાર ભાઇનો બંગલો મેં "ભાડે આપ્યોછે, માટે તસ્દી લેઇ જલદીથી આ મકાન ખાલી કરી "જવું અને મેહેરબાની કરી મને જણાવવું કે, દર માસે મારી તરફથી "તમોને મલનારી બક્ષેશ હું ક્યાં મોકલું. તમારી હાલની તંગી ધ્યાં-"નમાં લેઇ આ સાથે ૩૨૦૦ નો એક ચેક મેં મોકલાવ્યોછે તે લેજો.

"હું છું તમારો સેવક.

"**સોરાબશા મેહેલાશા દુમશીયા.**"

નાપાક હારેમન દેવ! તું શું તારાં આવાં કર્તુકોથી ફાવનારછે કે? તારી એક પૈબી લેવી અમારે મનશે હરામછે. લે તારો આ ચેક (ચેક અને

૨

ચોટ્ટી એક ફાડી નાંખી ફેંકી દેછે.) માતા, આ નિચ માણસનું આપણને કાંઇબી જોઇતું નથી. મારા અને મારા હેંતવંતા ભાઇના બાપીકા હક માટે હું લડત ચલાવીશ.

[કાવસ રડતો રડતો દોડી આવી પોતાની માતાને કોટી કરેછે.

**કાવસ**—જોવોની માયજી, તમો તો હવે મને વિસરી ગયાં અને ભાઇનેજ ચાહોચ. જો વળી મને એક કોટી કરો, હું હવે મસ્તી નહીં કરશ. નાદીરની માફક સદા હું તમોને તાબે રેહેવશ. (રડી પડીને) પણ જો માયજી, હું મારા નાના તટ્ટુ ઉપર બેસવા જતો હતો તેટલાંમાં મને કાકાએ મારીને ઉતારી પાડયો. જો વળી તમે બાહેર આવીને કાકાને ધમકાવો. (પીરોજા રડી પડેછે.) કાંય માય, તમો કાંય રડોચ? તમે રડો તે મને નહીં ગમે જો. હુંબી રડી પડીશ. (મોટે રડી પડેછે.)

**પીરોજા**—બેટા નાદીર તારા ભાઇને સમજાવ, નહીં તો મારૂ જીગર હમણાંજ ફાટી જશે. (રડેછે.)

**કાવસ**—માયજી, શું મેં તમોને રડાવ્યાં? અરે તમે મને કેવાં ગમોચ! બસ મને ચુમી લેવો અને હું તમોને કબુલાત આપુંચ કે મારા તટુ વિષે એક બોલબી હું પાછો બોલશ નહીં. (પીરોજા કાવસને કોટી કરેછે.)

**પીરોજા**—મારા લાડકવાયા બુચ્ચા, આ ઘેરમાં કેવો માહેતમ ફેલાયો છે તે સમજવાને તું હજી બચ્ચું છે. મારાં નાનાં ભુલકાં, તારૂં શું થશે તે વિચાર મને દેવાની કરી નાંખેછે. જે બાલવય બાપના લાડમાં તેં કહાડી તે પછીનાં સંકટ તું કેમ ખમશે? (રડી પડેછે.)

**નાદીર**—(સઘલાં ખાનાઓ ખોલી રહ્યા પછી) નહીં, માતા તે સર-ટીફીકેટ જડતી નથી અને તમારો ખવિસમુખી જેઠ પોતાની ધારણામાં હવે બરાબર પાર પડશે. કાંઇ નહીં, તોપણ ધીરજ છે. તે પરમેશ્વર ઉપર ઇતબાર રાખો અને આપણો હવે તે બાકી રહેલો પીતા એક વિધવા અને તેણીનાં નાચાર ફરજંદોને કદીબી છોડી દેશે નહીં. કાકા મામા કહે-વાના છે અને ગાંઠે હોયતો લેવાનાંજ છે. પણ કર ને જો સઘલું હયાંને હયાંજ છે.

પીરોજા—(ગાયછે; ગાયન ૧ લું; જુવો વધારો)

[પડદો પડેછે.

## અંક બીજો—દેખાવ પેહેલો.

[સોરાબશાહ દુમશીયાનાં ઘરનો એક સુંદર ઓરડો; સોરાબશાહ તેવણનો બેટો રૂસ્તમ, ફૂલીમામા, ગુલબાનું અને બેહેરામશાહ કારભારિ બેઠાં બેઠાં વાત કરેછે.

**ફૂલીમામા**—કેમ, બેહન ગુલબાનુ, શું અગત્યના અભ્યાસમાં મશગુલ થયલાં છો ?

**ગુલબાનું**—ભાઇ ફરામરોઝ જરા થોભો. આવતી કાલે લગનમાં જવા માટે કેઇ સારી પેહેરવી તે પસંદ કરવામાં હાલતો હું રોકાયલીછું.

**ફૂલીમામા**—ત્યારે તો બહુજ માફ કરજો, કારણ કે તમો પારસી બૈરાંઓનો એતો સૌથી અગત્યનો અભ્યાસ છે. કેમ સોરાબશાહ કાંઇ દુનીયાદારીના સમાચાર ?

**સોરાબશાહ**—સમાચારતો એટલાજ કે સ્પીનીંગોના ભાવ ગગડી પડયાચ અને જો એવી વખતે એક દસપંદર હજાર રોકીયે કેની તો એક મહિનાની અંદર ખાસ્સા રૂ૫૦૦૦ નો તડાકો પાડીયે.

**ફૂલીમામા**—મારૂંબી મત છે કે ચીનની લડાઇ કદી થાય નહીં પણ સોરાબશાહ, પેલા તમારા ભાઇનો ફાલો ગળે પડવા આવેલાં લુચ્ચાંઓનું શું થયું ? તે લોકોએતો તમારી ઉપર કેસ માંડયોતોની !

**સોરાબશાહ**—(હસીને) અરે ભાઇ, એવાતો સેંકડો કેસો મારી ઉપર મંડાઇ ગયાછે અને ઉડીબી ગયાછે. મારા આ બેહેરામશાહ કારભારીની મેનીજથી ગયાંજ અઠવાડયામાં એ મુકદમો હાઇ કોર્ટે ઉરાડી નાખ્યો હતો. શું ઇંગ્રેજી ઇનસાફબી ઉંધો હશે કે એવા લુચ્ચાઓ "પાપર" તરીકે મુકદમો ચલાવી આપરાં જેવાં ગ્રહસ્થ આસામીને નાહેકનાં સતાવી અરધીનો ખરચ આપ્યા વગર નિરાંતે ઘેર બેસે !

**ફૂલીમામા**—કંઇ નહીં, જ્યારે તમે લેજીસલેટીવ કાઉનસીલમાં સભાસદ થાવો ત્યારે એ કાયદામાં ફેરફાર કરાવી નાંખજો.

**ગુલબાનું**—ખચીત મને એ લોકોની દયા લાગેચ, પણ એવાં હલકાં માણુસો તરફથી આપણે સારાંનીતો શું આશા રાખીએ?

**રૂસતમ**—(ગમગીન ચેહેરે) માતાજી, તમારા આ બોલો સાંભળીને મને ઘણો ખેદ ઉપજેછે. ગમે તોપણ તેઓ મારા કાકાના બેટાઓ થાયછે અને આપણને લાજમ છે કે તેઓની અંતઃકરણથી દયા કરવી જોઇયે, બાવાજી, ગમે તે હોય, તેઓ ગમે તેવી તમારી સાથ ચાલ ચલાવે, તોપણ મારા મરનાર કાકાને ખાતર તમોને લાજમ છે કે એ કમનસિબ કુટુંબને માટે તમારે કાંઇબી કરવું જોઇયે.

**સોરાબશાહ**—તેઓ ઝાનંમમાં જાય તેની મને શું પરવાહ? દીકરા રૂસ્તમ, નાને મોહડે તું એટલી બધી ટીકટીક શાંને માટે કરેચ? બેની, મેંતો થોડાજ દીવસની વાત ઉપર રોકડા રૂ૧૦૦ પેલી ઓરત ઉપર મોકલાવ્યા પણ ધિક્કાર સાથ તેણીએ તે ફેંકી દીધા.

**બેહેરામશાહ**—અરે સોરાબશાહ શેઠ, તમારી જુતીએબી કોઇ નહીં આવે. એવો ખવાસ કોણ બતાવે? હુંતો તમોને સલાહ આપુંચ કે એક ખોટી બદામબી હવેથી તમો મોકલતા ના, નહીંતો તમારેજ પૈસે તમારી સામે લડવા તેઓ પાછાં ઉભાં થશે. પણ પેલો નાદીર કપટ અને કિનાએ કેવો થઇ ગયોચ તે જોયો કેની!

**કુલીમામા**—સંસારમંડળનાં ભલાંને ખાતર, આ સુખી કુટુંબની નિરાંતને ખાતર, હું ઇચ્છું છું કે તે મરી જાયતો દુન્યાનું એક પાપ ઓછું થાય.

**રૂસતમ**—સાબાસ મામા, તમારો ભલો ખવાસ બતાવવા આ શેરમાં તમો સદા તૈયાર છો. કાળાં ધાબાંવાલાઓએ મત આપવાની આગમચ બહુ સંભાળ રાખવી જોઇએ. "કાળાં મંઢાં"ઓએ સફેદ થઇ જવાની કદીબી આશા રાખવી નહીં. પણ બાવાજી, નાદીરના પેલા નાના ભાઇ કાવસના કાંઇ સમાચાર?

**બેહેરામશાહ**—(હસીને) વળી માયની સંગતમાં તેવણબી વીટી-પરનાં નંગ થવાની કેળવણી લેતા હશે.

**રૂસતમ**—ખચીત મને એ બચ્ચાંનીતો બહુ દયા લાગેચ. બાવાજી,

તમે જાણોયતો ખરા કે મરનાર કાકાનો એ બે છોકરાઓ ઉપર કેટલો બધો ચાહ હતો. કાંય તેઓ તો તદન નિર્દોષ છે અને તેઓને તમો મદદ નહીં આપોતો કોણ આપે?

**શેરાબશાહ**—રૂસ્તમ, હવેતો મને તારા જેવા નાફરમાન બેટાથી શરમાવું પડેચ. જે નાપાકોએ બબે વર્ષ થયાં મને કોર્ટમાં ખરાબેહાલ કર્યો તેઓને હું શું મદદ આપું! ફલીમામા, આજના દુકતાઓતો હાથ-થીજ ગયા. બે ત્રણ ઇંગ્રેજી ચોપડી શિખ્યા એટલે પરદુ:ખભંજન બની જાયચ. અરે બાવા, આપણે જે બધું સંગરીયેચ તે એ દુકતાને માટે કેની? આપણી પછવાડે ખાનારૂં બીજું કોણ છે? પણ એ દુકતાને એવી સઘળી સમજ હોય ત્યારે કેની?

**રૂસતમ**—બાવાજી, કાંઇ લાંબો વિચાર કરો. ખહીનાં નાપાક રોગે મારી ઉપર ગલબો કર્યોછે. તે રોગ મને કોતરી ખાયચ. મને ભાસે છે કે હું કાંઇ લાંબી જીંદગી કહાડનાર નથી. માટે યાદ રાખજો કે એજ છોકરાઓ તમારી આડે આવશે. મારાં માતા તમારા જેવાંજ સખ્ત હૈડાંનાં છે, પણ ખોદા ન કરે ને જો હું મરી જવશ તો મારી માતાને કેવું લાગશે તેનો તેવણ કાંઇ વિચાર કરેચ? ગરીબ બીચારી પીરોજાં મરવા પડીચ, તેનો વડો બેટો એક મારવાડીની નોકરીમાં બાહેરગામ ગયોચ; જ્યાંથી તેનાં કાંઇ પણ કાગજ પત્ર આવતાં નથી. તેની હાજરી વગર ગરીબ મરવા પડેલી કાકી દરરોજ હાય અને અફસોસ કરેછે, જ્યારે મારા મરનાર કાકાનો નાનો બેટો કાવસ પોતાની માતાની આવી હાલત જોઇ પોતાના ભાઇની હાજરી વગર રડે છે અને ઝુરે છે. ઓ! મારાં વહાલાં માતપીતા, કાંઇ નહીં તો માણસાઇ દયાને ખાતર, કાંઇ નહીં તો તમારાં મરનાર માતપીતા તરફની તમારી ફરજને ખાતર, કાંઇ નહીં તો દુન્યાંનાં ડરને ખાતર આ ભૂખે મરતાં, તવલતાં, આપણાં સગાઓ તરફ તમારી થોડી ઘણીબી દયા ફેંકો. હું ઇચ્છુંચ કે તેઓની આવી નાચાર હાલત મને અગાઉથી માલમ પડી હતે. માત્ર આજેજ એ દુ:ખી હાલતથી હું જાણીતો થયોછું જેથી હું હમણાંજ મારી એ મરવા પડેલી કાકી આગળ જાઉંછું અને મારાથી બનતી સઘળી મદદ તેવણને તથા તેવણનાં કુમળાં બાળકને કરીશ. (ગાય છે. ગાયન ૨ જું; જુવો વધારો.)

**ફલીમામા**—(હસીને) હા, હા, રૂસ્તમ, હજી તારી ઉપર દુન્યાંની

લીલીસુકી પડી નથી. થોડાં વધુ વર્ષનો તું અનુભવ મેળવ, દુન્યાંનાં થોડાક ઘાવ ખમ અને પછી જોઉંચ તો કે એવાં દયા અને દુન્યાની ફરજનાં તું કેવાં ભાષાણો કરવા ઉભો થાયછે?

**રૂસતમ**—મામા, ખુદરતે તમોને જે સજા કરીછે, તમારા પગમાં જે ખામી મેલીછે તેજ તે પરમેશ્વરનો તમો તરફનો ધિક્કાર બતાવે છે. હું દુવા માંગુચ કે મારા માતપીતા તરફ તે પરમદયાળુ કૃપાળનો એવો કોફ નહીં ઉતરે.

[ઝડપથી ચાલી જાયછે, બીજાં સઘલાં એકએકનું ડાચું વકાશી જોયછે અને પડદો પડેછે.

---

## અંક બીજો—દેખાવ બીજો.

[જેઠમલ મારવાડી એક મોટા ચોપડા સાથ દાખલ થાયછે.

**જેઠમલ**—નહીં ભાઇ, આપણે તો એ પોરયાને નોકરી રાખી ફસ્યા. આખો દહાડો રખડી રખડીને રાત પડી ત્યારે ૨૦ રૂપરડીની ઉઘરાણી વસુલ કરી આવ્યોછે. શું કરૂં કહાડી મેલવાબી ગમતો નથી. એની ગરીબ માની કાકલુદીની બહુ દયા લાગેછે અને બીજી તરફથી ૧૦ રૂપરડીમાં એવો નોકર મળવોબી મુસ્કેલ છે. કંઇ નહીં, દમ ભરાવીને દર મહિને રૂપ્યા ચાર પાંચનો દંડ કરતા જઇશું તો પાંચ સાત રૂપ્યામાં આવો પારસી નોકર આપણને ભારી પડશે નહીં.

[નાદીર ચીથરેહાલ કપડામાં દાખલ થાયછે.

**નાદીર**—સાહેબનો હોકમ હોય તો ૧૦ વાગવા આવ્યા છે અને હું રૂખશદ લઊં.

**જેઠમલ**—હા ભાઇ, એબી ઠીક ચાકરી. શેઠ હજી હસાબ કેતાબ પૂરા કરવાનાં છે તેટલાં વાણોતરને તો ઉંઘ આવે છે! તો ભાઇ, હું કહું કે એ પ્રમાણે તું મારી ચાકરી શું કરવાનો હતો? જા બાપુ, તારે

ગામ પાછો જા. મને મુંબઇનાં દુકાળ્યાઓની મારાં ગરીબ ગામડામાં જરૂર નથી.

**નાદીર**—મેહેરબાન શેઠ, જરા દયાલુ થાવો. મારી ખરેખરી હાલતથી હજી તમો વાકેફ નથી. જે પગાર તમો મને હયાં આપોછો તેમાં કંગાળ્યતપણેબી હું મારૂં ગુજરાંન કરી શકતો નથી તો એક માયાવંતી માતા તથા એક નાનો તવલતો ભાઇ, જેઓ મારા એખલાને આધારે પડેલાં છે, જેઓનેજ ખાતર હું આ નોકરી કરૂંછું, તેઓનો નિભાવ તે હું કેમ કરી શકું ? સાહેબ, મારા પગારમાં વધારો કરો. આખો દિવસ અને પોંણી રાત્ર હું નોકરી કરીશ, તમે કહેશો તે કરીશ, જ્યાં મોકલાવશો ત્યાં જઇશ, પણ દયા કરી મારી આ મા તથા ભાઇનો ભૂખે મરવામાંથી સેહેજબી નિભાવ કરવાને થોડુંબી મને વધારે આપો.

**જેઠમલ**—(હસીને) હેં ! હેં ! અરે મુંબઇમાં ખાવાપીવાનો અને કમાઇ કરવાનો શું તોટો છે ? આજે તો ત્યાં બૈરીઓબી ચાકરી કરેચ, માટે તારી માયને કહે કે કાંઇ નોકરીએ લાગી જાય.

**નાદીર**—સાહેબ, મારી માતા અને મેં આમાદ દહાડા જોયા છે તે તમોને રોશન નથી, તેણી પોતાની ગમે એવી માંદગી છતાં સીવીસાંધી અરધી રાતવેર ડોળા તાણી થોડું ઘણું મેળવેછે, પણ હું તેણીનો બેટો શું કામનો અગરજો તેણીનો આ દળદેશરીમાંથી સેહેજબી છુટકો નહીં કરૂં તો ?

**જેઠમલ**—જા વારૂં તું, બરાબર મારી નોકરી કરશે તો હું તને એક રૂપીઓ વધારે આપીશ, પણ હમણા હયાંજ બેસજે, હું થોડા વખતમાં સ્નાન કરી આવી લાગુચ. [જાયછે.

**નાદીર**—કાંઇ નહીં મારાં ગરીબ જીગર, હજી ધીરજ ધર, હજી સંતોષ રાખ, હજી લાંબુ મન ધરાવ. માતા. મારી વહાલી માતા, તારે ખાતર આવા પથ્થર જેવાં જીગરના શેઠની હું નોકરી કરૂંછું, ગોલામગીરી કરૂંછું અને તેનાં એવા નિર્દય બોલો સાંભળું છું. અરે ! જયારે હું છોકરવન વયમાં આપણા સુંદર બંગલામાં તારા અને મારા મરનાર પીતાના લાડમાં રહી ચાકરો ઉપર હુકમ કરતો હતો ત્યારે મેં કદીબી આશા રાખી ન હતી કે થોડાં વર્ષમાં એ સઘલું ગુમ થઇ જશે અને

મારી હાલત આવી આવી તુને મરવાની અણી ઉપરબી મેનાને કટકા રોટલીને ખાતર આવા તીર ખમવા પડશે.

[પાલી પપેટા દાખલ થાયછે.

**પાલો**—કેમ ભાઇ, જેઠમલ મારવાડી ઘેરમાં છે કે? રાત પડી આવવું પડયુંછે, પણ ઘણુંજ અગત્યનું કામ છે.

**નાદીર**—સાહેબ, જરા થોભો. મારા શેઠ હમણાજ આવી પુગશે.

**પાલી**—છેક મુંબઇવેરથી થાકેલો પાકેલો આવી પુગોચ અને હજી કયાંવેર થોભાવશે?

**નાદીર**—(ચોંકીને) કંઇ મુંબઇના નવા સમાચાર? કાંઇ જાણુવા-જોગ ખબર! કાંઇ અસાધારણ બનાવ!

**પાલી**—મુંબઇમાં ખબરના તે શું તોટા? પણ નવી જાણુવાજોગ વાત તો એટલીજ છે કે સોરાબશાહ દુમશીયાને સરકારે નવાં વર્ષની ખુશાલીમાં એક ખેતાબ આપ્યોછે, જેથી તેવણને પ્રજાને નામે મોટું ખાણું મલનાર છે, અને તેની સામણે કેટલાંક વર્તમાનપત્રો બુમ પાડતાં હોવાથી ચરચા વધી ગઇ છે.

**નાદીર**—દુન્યા વાજબી અને ગેરવાજબી એક છે, પણ કયાં તે સઘળી વાત જાણેછે? કોણુને સઘળો ભરમ ખબર છે? આજે તો સઘળા પૈસાનાજ પુંજારીઓ છે. માણસની એબ, માણુસનાં કાલાધોલાં પૈસાથીજ ઢંકાયછે માહ કર્તુકોને પૈસાજ દાબી દેછે અને સરકારી માન અકરામબી પૈસાનેજ પુંજે છે.

**પાલી**—ભાઇ, તું ગામડીયો ગમાર આવું બાહોશી ભર્યું બોલે છે તેથી મને કાંઇ સમજ પડતી નથી. તારી ઉપર કાંઇબી મોટા સિતમ હોવો જોઇએ.

**નાદીર**—શેઠ, કાંઇ નહીં. કાંઇબી જાણુવાજોગ વાત નથી. દુન્યાનું મત એવું છે કે ગરીબો ઉપર કાંઇ સિતમ હોયજ નહીં, ગરીબોની કાંઇ ફરીયાદ હોયજ નહીં, ગરીબો લુચ્ચા, લફંગા, ગલાંફાંસુ, ભરૂસો નહીં રાખવાજોગ, પણ પૈસાવાળા સઘળા સાચા, પ્રમાણીક, સ્વતંત્ર, નેકી

ખુમીવાળા. હા ! પણ પરમેશ્વરની દરઘાહ એવી કદીબી નહીં હશે. કદાચ તે કિરતારની લાકડી કર ને જો હયાંજ દેખાડશે.

**પાલી**—તું કાંઇ ઘણો દુઃખી લાગેચ. તારા દેખાવ ઉપરથી માલમ પડેછે કે તું ભૂખે મરેછે, માટે લે આ નોટનો કડકો. તારી હાજત તે પુરી પાડશે.

**નાદીર**—નહીં સાહેબ, મને પૈસા જોઇતા નથી—પણ નહીં હું જુઠું બોલુંછું—મને પૈસાની જરૂર છે, પણ ધરમખાતે હું પૈસા કદીબી કબુલ કરૂં નહીં. હું કદીબી ભીખ માંગુ નહીં અને માંગીશ નહીં, જો કાંઇ સારી લાયક મને નોકરી મલે તો—

**પાલી**—નોકરી? (વિચાર કરીને) હું તને આપી શકીશ—પણ નહીં, કંઇ નહીં. ભાઇ હું તુને એટલુંજ કહુંચ કે ગમે એવે ટુક પગારેબી પ્રમાણીક નોકરી કરજે, દુન્યાંનાં ખરાબ રસ્તાથી દુર રહેજે. નહીં તો તારૂં જીગર તુંને ડંખશે—

[જેઠમલ દાખલ થાયછે.

**જેઠમલ**—આવો, આવો પાલનજી પપેટા. કેમ કંઇ પાછું હયાં આવવું પડયું? મુંબઇમાં સુકરવાર નહીં થયો કે ?

**પાલી**—જેઠમલ, હવે ટીકટીક છોડી દેવો. રાત પડી ગઇછે અને મારે જલદીથી જવું જોઇયે. કામ તો એટલુંજ કે મારા મુંબઇના પડોસના ઘરમાં એક ગરીબ મરવા પડેલી ઓરતે મરતી વખતે મને કરગરીને અરજ કરી કે હયાં આવી પુગતાં તુરતને તુરતજ આ કાગજ તમોને આપવું. તેણીની દયા ભરી અરજ મેં સ્વીકારી અને તેટલાં માટે છેક મધરાતના તમારી મુલાકાત લેવી પડી. લેવો, આ કાગળ. સલામ બેટા (નાદીરને) ખોદા તારો દહાડો વધારે સારો કરે.

[જાયછે.

**જેઠમલ**—(કાગળ ઉખેડીને વાંચેછે) લે, આતો વળી અંદર બીજું કાગજછે.—"નાદીરશા દરાબશા દુમશીયાને બોલપાડના જાણીતા સાહુકાર જેઠમલ મારવાડીની સંભાળ તળે પોહોંચે." (હસીને) આહ ! આહ ! આપણેતો છેક મુંબઇના ખુણાવેર જાણીતા છીયે.

**નાદીર**—(એકદમ ધસીને કાગળ ઝુટી લેઇ) મારૂ કાગજ ! અરે ! એતો મારી માતા તરફનું હશે. તેણે કહ્યુંની કે એક મરતી ઓરતે આપ્યું ? શું મારી માય મરવા પડીચ ? મારી આંખે અંધારા આવેચ. મારાથી આ કાગજ વંચાતું નથી. ઘાતકી ખુદરત ! પણ તે બીચારી મરતી વખતેબી તવલતી હશે, ભૂખે મરતી હશે, કાવસને ભૂખો જોઇ વધારે હેરાંન થતી હશે. તેણીને છેલ્લી ઘડીયે થોડી સુખી રાખવા મને પૈસા આપો. (એકદમ જેઠમલને વલગીને) શેઠ, મને એકસો રૂપ્યા ધીરો. (પગ ઠોકીને) બસ મને સો રૂપ્યા ધીરો. (ગુઠણ મરડી પગે પડીને) મારી આખી જીંદગીવેર હું તમારી મુફત નોકરી કરીશ, હું તમારો ગુલામ થઇ રહીશ, પણ મારી માતાને છેલ્લું સુખ આપવા માટે મને સો રૂપ્યા-ધીરો.

**જેઠમલ**—દુકતા શું તું દિવાનો થયોચ ? અરે સો રૂપ્યા ક્યાંથી લાવે ? કાંઇ તારૂં માથુંબાથું ચડી ગયુંચ ? તું સુક્કાને પકડવા હું ક્યાં આઉ ? જા, જા, તું ચાકરીનો કરતો મુવો. નિકળ મારા ઘરમાંથી.

**નાદીર**—આ તમારામાં માણસાઇ કે ? શું હું ખાલી હાથે જાઉં ? અરે સાંભળોચ કે મારી માય મરવા પડીચ ? બસ મને પૈસા આપો.

**જેઠમલ**—પૈસા માંગવાની એબી ઠીક રીત ? જા, બાપુ જા, જલદીથી કાગર પત.

**નાદીર**—અરે ખોદા ! આવી વખતેબી તમો નિર્દય ! મને માફ કરો. (ગુઠણ મરડી) હું તમોને કાલાવાલા કરૂંચ, હું તમોને કરગરીને અરજ કરૂંચ કે કાંઇબી મને ધીરો. સદાના તમારા ગોલામને એક નાની રકમબી આવે વખતે ધીરો.

**જેઠમલ**—અરે એક પૈસી આપું નહીં. એમ ના જાણતો કે હું દયાળુ નથી. મારી કેમ ખાતરી થાય કે તારી માય મરવાજ પડીચ ? જા, મુંબઇ જા અને તારી માય મરી ગયા પછી ન્યુસપેપરમાં મરત્યુકની ટીપમાં તારી માયનું નામ આવે ત્યારે તે પત્ર મારી ઉપર મોકલજે અને ત્યારે તુને કાંઇ નાણું ધીરવાને દયાને ખાતર હું વિચાર કરીશ. જા, બાપુ જા, તું જલદી જા, મુવો તું ચાકરીનો કરતો.

[ જાયછે.

**નાદીર**—લોહી અને હાડકાંના ઘાતકી તરસ્યા હેવાન ! એક માતા-ના તવળતા હોઠ ઉપર દવાનું છેલ્લું ટીપું રેડવા માટે તું મને થોડુંક રૂપું આપવાને ના પાડેચ ? આહ ! (દુર નજર ફેંકી) પણ આ સામણે શું દેખાયચ ? આહ ! એતો તેનો જીવ. કદાચ મારી માતાને ખાતરજ તે આજે ભૂલમાં બાહેર મૂકી ગયોછે. એક મરવા પડેલી માતાને ખાતર એવા સુમના પૈસાનો ઉપ્યોગ કરતો તેમાં ખોટું નથી. (બાહેર દોડી જઇ એક ચબબાક્ષ લઇ પાછો આવેછે) ખોદા, એવું પાપી કામ કરવા માટે મને માફ કરેજે. (ચબબાક્ષ ઉઘાડી તેમાંથી થોડાક રોકડા રૂપ્યા તથા નોટો કહાડી પડીકું કરીને ગજવામાં મેલેછે) નહી, મારૂ જીગર ચાલતું નથી. ખુદરત મને બસારત કરેછે કે એ બહુ મોટું પાપી કામ હું કરૂંછું. (નોટનું પડીકું જમીન ઉપર ફેંકી દેઇ) નહીં, નહીં, નહીં ! માતા, તારે ખાતર પણ, તારો જીવ બચાવવા ખાતર પણ, હું કદી આવું પાપી કામ કરનાર નથી.

[ દોડી જાયછે અને પડદો પડેછે.

## અંક બીજો—દેખાવ તરીજો.

[એક કંગાળ મકાન. એક નાની ખાટલી પડેલી છે. આસપાસ એક નાની પેટી, બેત્રણ ભાગેલી ખુરસી વતરોગે સામનછે. તે ખાટલી ઉપર ચારપાંચ તકીયાની ચોડ કરી પીરોજા મરેહાલ હાલતમાં રીબતી સુતેલીછે. તે ખાટલીની નજદીક રૂસતમ ગુઠણ મરડી પડેલોછે; કાવસ પોતાની માતાના પગને બાટલીનો શેક કરેછે. તખ્તા ઉપર અંધારૂછે.

**રૂસતમ**—કાકીજી, જરા મારી તરફ નજર કરો, જરા મને જોવો, થોડા બોલ વાત કરો. પણ નહીં, બહુ અસુરૂ થયું, વાત તદન હાથથી ગઇ. અરે ! તેણી પોતાનાં ડોળા ઉઘાડી મારો તરફ જોયછે તો ખરી, પણ મને ઓલખી શકતી નથી. શું મારા પીતા નહીંજ આવવાનાં ? અરે પીતા ! તમારી મોહકાણથી, તમારી બેદરકારીથી, એક કિંમતી જાન એ

બેટાઓને. નાવારસ મેલી જાયછે. કાકીજી, તમો મારી તરફ જોયા કરો- છો, પણ કાંય નહીં વાત કરતાં ? શું તમો મને ઓળખતાં નથી ? હું તમારા જેઠનો બેટો રૂસ્તમ સોરાબશા દુમશીયાછું. (પીરોજા ચોંકી ઉઠે- છે, પણ પાછી પડી જાયછે.)

**પીરોજા**—મારો જેઠ ! મારા વરને તેમાં કેવો આસમાન જમીનનો ફરક ! પણ થયું તે થયું. હવે મને કોઇની જરૂર નથી. પણ નહીં, મારા બેટાઓ, અરે ! આવતી કાલે તેઓ માતા વગરનાં થઇ જશે. દીકરા રૂસ્તમ, ઇંગ્રેજી કાયદા તારા બાપની તરફેણમાં હશે, પણ ખોદાનો ઇન- સાફ તેવો ઉંધો થનાર નથી. તું તાલેવંત થશે, તું તારા બાપની દોલત મેળવશે. શું તું મારા ફરજંદો, તારા કાકાના હકદાર બેટાઓનું રક્ષણ કરવાની મને કબુલાત નહીં આપશે ? અરે ખોદા ! મરતી વખતે એટલો દિલાસો મને આપ.

**રૂસતમ**—કાકીજી, એટલું બોલી તમારાં મગજને વધારે મેહેન- ત ના આપો. ખોદાને હાજરનાજર જાણી હું કહુંછું કે તમારા બેટાઓને મારા ભાઇ બરાબર ગણી મારાથી બનતું કરોશ. મારી અજલ પણ ઢુકી છે, અને મને તે કિરતારની જનાબમાં જવાબ આપવોહે, માટે મારા બોલવા ઊપર વિશ્વાસ રાખજો.

**પીરોજા**—બસ મને સંતોષ મળ્યો. હું જાઉચ. કરો તેવું પામજો. અરે ! મારા બેટા નાદીરનો છેલ્લીવાર મને ચેહેરો બતાવો. બેટા કાવસ, (કાવસ કોટી કરેંછે) તારી માને છેલ્લો ભેટ. નાદીર—કાવસ—મારા—બે ટા—ઓ—

[મરણ પાંમેછે; કાવસ અને રૂસ્તમ જાબજા રડેછે.

**રૂસતમ**—આખરે મારા બાપે એક ભોગ લીધો. મોહત ! જાલમ મોહત ! તું કેવું ભયંકરછે ! (માથું નાખી રડેછે.)

[દરવાજા ઠોકાયછે અને સોરાબશાહ દાખલ થાયછે.

**શોરાબશાહ**—કાંય રૂસ્તમ, એટલી ઉતાવળમાં મને બોલવવાનું કાર- ણ શું ? તું હયાં કયાં ? તું કેવી જગાએ ? આવી જગાએ આવવાનું તને કામજ શું ?

**રૂસતમ**—(પીરોજા તરફ આંગળી કરીને ગુસ્સામાં) હું કયાં ? મોહત ની નજર સનમુખ ? હું તેણીનાં મરણનાં બીછાના આગળ હતો કે જે-ણીને તમારા મરનાર ભાઇએ પોતાના જાન જેટલી ચાહી હતી, પણ જેણી આ કંગાળ જગામાં એક પૈ માટે તવલતી મરણ પામીછે. (સોરા-બશાહ ચોંકેછે) હા, તેણી મરણ પામીછે, પણ પોતાને દુ:ખ દેનારને કદુવા દઇ મરણ પામી છે અને વળી પોતાના વડા બેટાના દીદાર જોયા વગર મરણ પામીછે, તેનો આરોપ પણ તમારી ઉપર મેલી ગઇછે. પીતાજી આ દેખાવ પછી શું તમોને પસ્તાવો થતો નથી ?

**શોરાબશાહ**—(છેક હૈડું ભરાઇ આવ્યાથી મોહડાં ઉપર હાથ નાંખી) હું જાણતો નહીં હતો કે એમ—એમ—

**રૂસતમ**—પણ હજીબી તેનો તમો બદલો વાળી શકશો. પીતાજી, જો તમોને ખરૂં લાગતું હોય તો આ કમનસિબ મરણ ઉપર આંસુ પાડો. તેમ કરવા માટે મરનારની સનમૂખ હું તમોને મેલી જાઉંછું.

[જાયછે.

**શોરાબશાહ**—નહીં, નહીં રૂસ્તમ; મારાથી એ દેખાવ જોવાઇ શકાતો નથી. દીકરા, તું મને છોડી ના જા. પણ તે તો ગયો. અરે! આ ભયંકર દેખાવ મારા જીગરમાંથી કયારે ભુલાશે ? (મોહડું ઢાંકી રડેછે.)

[ગભરાયલા ચેહેરે નાદીર એકદમ દાખલ થાયછે.

**નાદીર**—અરે બહુ અસુરૂ થઇ ગયું ! મારી માતાનું મોહડુંબી હું છેલ્લી વખત જોવા નહીં પામ્યો. (પીરોજાને કોટી કરી વળગેછે) માતા, તું આખરે મુઇ ! આપણી ઉપર જુલમ પાડનારા કૂકર્મીને તેના પાપની સજા થતી જોયા વગર તું મુંઇ ! (કાવસને કોટી કરી) મારા દુન્યાના એખલા સગા, મારી જીંદગીના એખલા લટકી રહેલા હાર, તારે ખાતરજ હું હવે જીવીશ. માબાપ વગરના તું બાળકની સંભાળ મારે માથે આવેલીછે.

**કાવસ**—પણ ભાઇ પેલો રડેછે તે કોણ ?

**નાદીર**—(ચોંકીને તેની આગળ ધસી જઇ) મુજી નાપાક હારેમન દેવ ! તારા કૂકર્મના ભોગને તેં જોયો કે ? મારી માતાની સામ્હણે તે કિરતારની જનાબમાં તું કયે દહાડે ઉભો રહેશે ? આવું કૂકર્મ કરી, તુંને હયાં આવતાં લાજ નહીં લાગી ?

**શોરાબશાહ**—હું બીજાની શોધમાં આવ્યો હતો, પણ નાદીર, જો હું આવી હાલત જાણતે તો, જો તારી માતાએ પોતાની એવી હાલતથી સેહેજબી મને વાકેફ કર્યો હતે તો હું તમારે માટે કાંઇબી કરતે.

**નાદીર**—નિકળ નીચ પૈસાના ગોલામ, તારી અરધી અમોને હરાંમ છે. નિકળ તારૂં કાળું કર. મારી માતાની લાસને તારૂં મોહડું બતાવી તું વધારે અપવિત્ર કરેછે.

[સોરાબશાહ નીચી મુંડીએ ઉભો રહેછે.

**નાદીર**—(માતાની લાસ આગલ પાછો જઇને) માતા, અમારી એઉની માતા, પાછી ઉઠ! એક વખત તારા બેટાઓ તરફ પાછી નજર કર! અમોને એખલા મેલી ના જા (ગુસ્સે મરડી પડેછે, પાછો ઉઠી સોરાબશાહને) શું તું જગને બતાવા માંગેછે કે તેં તો મારી માતાને પગાર આપવા માંગ્યો હતો? પણ મારા પીતાની હકદાર બાયડી તું ઠગારાની ભીખ કબુલ કરે? (પોતાના હાથ એકએકપર ચહડાવી સોરાબ-શાહ તરફ ગુસ્સામાં) મારા બોલ યાદ રાખજે કે જે દોલત મને મારા વારસામાં મળવાની આશા હતી તે તું પકડી બેઠોછે, પણ તે તને પચ-નાર નથી. ઓ લુટારા! આ કુમળાં બાળકની નિમક રોટીની ચોરી કરનાર, તારૂં હૈડું તને કેવું ડંખેછે તે હું જાણુંછું, પછી દુન્યાં તને માન આપે તો શું થયું? તારા પૈસાને પુજે તો શું થયું? આ મરણ પામેલી વિધવા તથા તેના આ બે ફરજંદોની હંત્યા તારી કેવી વલે કરશે તે કદાચ તું પોતે જીવીનેજ જોશે. બસ, હું વધારે બોલતો નથી, મારી છાતી વધારે ચાલતી નથી. નિકળ, મારા બાપના બેવફા ભાઇ. જા તારા લુટેલા મકાનમાં જા, આ ગરીબ ઓરડી પણ તારા શ્વાસથી ઝેરી થશે. નિકળ, એકદમ નિકળ હયાંથી. (સોરાબશાહ નિચી મુંડીએ હળવે હળવે જાયછે; તે ગયા પછી નાદીર પોતાના ભાઇની પાંખડી વળગી પોતાની માતાના બીછાના આગળ જઈ, માથું નાખીપડી રડતો) મારી માતા! મારા ભાઇની માતા! મારા મરનાર પીતાની હકદાર વિધવા!

[ગમગીનીના ગાયનની વચ્ચે પડદો હળવે હળવે પડેછે; અને કેટલાક સીપાહઓ એક કાનસટેબલ સાથ દાખલ થઇ એક ગીત ગાયછે; જુવો વધારો; ગાયણ ૩ જુ.

## અંક બીજો—દેખાવ ચોથો.

[રાતનાં અંધારાનો વખત છે; અંદરથી ચંદ્રમાનો સેહેજ પ્રકાશ પડેછે; મેદાનનો દેખાવ નજર પડેછે; નાદીર પોતાના નાના ભાઇને એક મોટી ધાબળી ઓઢાડી પાંખડી પકડી દાખલ થાયછે.

**નાદીર**—કાંઇ નહીં, ભાઇ ધીરજ ધર; હવે માતાનું નામ ઘડીઘડી યાદ ના કર્યા કર. તારી દરેક સંભાળ હું લેઇશ, પણ તું મારા કહયા પ્રમાણે ચાલજે.

**કાવસ**—વહાલા ભાઇ, પણ મારેથી ઠંડી નહીં ખમાતી. અરે હવે હું નહીં મસ્તી કરૂં. કંઇબી કરી જલદીથી મને માયજી આગળ ઘેર લેઇ જા. (કાલાવાલા કરી) જો નાદીર, તું જેમ કહેશે તેમ ચાલીશ, પણ જલદીથી મને માયજીના ખોળામાં લેઇ જઇ બેસાડ.

**નાદીર**—કાવશ, મને ધીરજથી સાંભળ. આપણી વહાલી માતા આગળ હવે આપણે કદી પાછા જઇ શકનાર નથી; તેનું કારણ શું તે હમણા તને સમજ પડનાર નથી, મોટો થયા પછી તે તને ખુદરતીજ જણાશે. દુન્યામાં હવે આપણું કોઇ રહ્યું નથી; એટલી ઠંડીથીજ ગભરાયછે કેમ? હજીતો ઘણી લીલીસુકી આપણાં ઉપર પડશે અને હજીતો મારી ઉમરે આવતાં સેંકડો સંકટોમાંથી તને પસાર થવું પડશે. પણ થોભ કોઇના પગલાં સંભળાયછે.

[બેહેરામશાહ અને રૂસ્તમ દાખલ થાયછે.

**રૂસતમ**—(બેહેરામશાહને) મારીતો બોલવાની હિંમત નહીં ચાલતી, તમેજ એને કહોકે એ બંને ભાઇઓને મદદ કરવાને હું ઘણોજ આતુરમંદ છું.

**બેહેરામશાહ**—નાદીરશાહ દુમશીયા, એક મીનીટજ મારૂ માત્ર સાંભળશો?

**નાદીર**—કેમ, તમો લોકોને મારી સાથ શું કામ છે?

**બેહેરામશાહ**—જવાન રૂસતમ તમોને મદદ કરવાને ખાહેશ રાખે છે.

**નાદીર**—બસ, બસ, જા, તારા શેઠને કહે કે મારી માતાના મરણના બીછાના ઉપર મેં તેનેજ કહ્યું હતું તે તે ભુલી ગયો કે?

**રૂસતમ**—(કરગરીને) નાદીર, મારી ઉપર ભરૂસો રાખી, મેહેરબાની કરી મને સાંભલ. તુને ત્યાં ઢુંડી કાહાડવામાં મેં કેવી જેહેમત ખેંચી છે તેતો મારો ખોદા જાણેછે.

**નાદીર**—પણ તમો બાપ દીકરા હજી અમારી પુઠે લાગી શું કામ અમોને હેરાન કરોછો? અમારા આવા કંગાલ્યતપણામાંબી હજી તમો અમોને છોડતા નથી?

**રૂસતમ**—તમારી ગરીબ માતાને મેં જે વચણ—

**નાદીર**—તે ફરેસ્તાનું નામ ના દે. તારા ઘાતકી, લુટારા બાપનો કીનો હવે તેણીની ઉપર લેવાઇ શકાનાર નથી. હું જાણુંછું કે તે હવે પોતાનાં કર્તુક માટે પસ્તાયછે, જે કદુવા મેં તેણે છેલ્લી દીધી હતી, તે તેનાં કાનને હજી કોતરી ખાયછે. સાંભલ, રૂસતમ દુમશીયા, હું તારી અથવા તારાં સગાંવાહાલાંઓ પાસેથી અમારી ગમે એવી દલદેશરી છતાંબી એક અરધી પણ કબુલ કરનાર નથી. એકબારગી હું ફાંસીને લાકડે જવશ અને તારા બાપના એક બોલથી તેમાંથીબી મારો છુટકો થાય તોપણ હું તેની મદદ માંગનાર નથી. તે વિચારજ મારૂં લોહી ઉશકેરેછે. મરકુટીયા જેવા કાવલા મરેહાલ છોકરા, તું શું મારા બાપના હકદાર બેટાઓના પૈસાનો વારસ થયોચ કે? નિકલ મારા રસ્તામાંથી (રડીને) મારી દોલત, મારો દરજજો અને મારો હક આસમાનના ચકરાવાથી તને મલ્યોચ, અને હું ગરીબાઇ ધિક્કાર અને ફીટકારમાં ગોટાં ખાઉંછું.

[પગલાં સંભલાયછે, જે તરફ નજર કરી નાદીર એકદમ નાહાસી જાયછે.

**રૂસતમ**—થોબ, પીતરાઇ નાદીર થોબ! તારી માતાનાં મરણ વખતે મેં જે કબુલાત તેણીને આપી હતી તે જો તેં સાંભલી હતે, તું અને તારા ભાઇ માટે મારા માતપીતા સાથ હું કેવી મારામારી

કરૂંછું તેની જો તને ખબર હોય તો ખચિત્ત તું મારી ઉપર એવી ગેરઇનસાફી ગુજારે નહીં.

[એક કોન્સટેબલ તથા થોડાક પોલીસ સિપાઇઓ દાખલ થાયછે.

**કાનસટેબલ**—ઓ તે પારંસી ભાગા! જેડમલ મારવાડીકે વ્હાંસે ચોરી કરનાર ઓ પારસી ભાગા! દોડો પકડો ઉસ્કુ!

[સિપાઇઓ અને કોન્સટેબલ દોડી જાયછે. બીજે રસ્તે નાદીર પાછો આવેછે અને પોતાને પકડનાર એક સિપાઇને પછાડી નાંખી કાવસને ખેંચી જાયછે.

**નાદીર**—ચાલ, ભાઇ ચાલ, જલદી મારી પુઠે ચાલ, નહીં તો હું નાહેકનો પકડાઇ જઇ મારાં બદબખ્તને લીધે બંધીખાનું સેહેવી, દુન્યાંની નાહેકની બત્રીશીમાં આવી, તારાં અને મારાં ભવિષ્યનો સદા નાશ કરોશ.

[સિપાઇઓને પાછા પછવાડે આવતા જોઇ પાછો નાહાસી જાયછે; કાવસ તેની પુઠે દોડવા જાયછે જેને બેહેરામશાહ પકડી રાખેછે.

**રૂસતમ**—(કાવસને કોટી કરી) થોભ મારા ભાંઇ કાવસ થોબ. તારા ભાઇની સાથ તું આવી ઠંડીમાં તવલશે. અમો તને સારી જગામાં રાખી સુખી કરશું.

**કાવશ**—(રડીને ખેંચતાણ કરી) નહીં, બસ હું મારા ભાઇ સાથેજ જવાનો. બસ, મને છોડી દેવો.

**રૂસતમ**—વાહાલા કાવસ, મારૂં માન. તુને સારાં પકવાનો આપીશું, ગાડીમાં ફેરવીશું અને ફરવા માટે નાનો ટટુ અપાવીશું.

**કાવશ**—(હરખાઇને કોટી કરીને) શું મને ટટુ અપાવશો? તમો મને ઘણા ગમોચ. પણ શું નાદીરભાઇ મારી સાથ નહીં આવે?

**રૂસતમ**—તું ચાલ અમારી સાથ. નાદીર પછવાડે આવશે.

[હલવે હલવે તેઓ જાયછે. કાવસ ઘડીઘડી પછવાડે જોયછે, તેઓ ગયા પછી નાદીર હાંફતો હાંફતો દાખલ થાયછે.

**નાદીર**—કાવસ, કાવસ, ચાલ જલદી દોડ. મારી પુઠે આવ. (ગભરાઇ) અરે ! પણ મારો ભાઇ કયાંછે ? પેલા નાપાક રૂસતમે મારા ભાઇનેંઆ મારો પાસેથી ઝુટી લેઇ મારૂં નખોદ વાલ્યું. (પછડાઇ જમીન ઉપર પડેછે અને પાછો ચોંકી ઉઠી) પણ હું દુન્યાંને છેક છેલ્લે છેડે જઇનેબી તેને શોધી લાવશ. અરે ! પણ આ બલાંઓ તો હજી છોડતી નથી.

[સીપાઇઓ દાખલ થાયછે અને નાદીરની ખોલમાં આમતામ શોધી બીજી બાજુએથી જતા રહેછે.

[પાલી પપેટો દાખલ થાયછે.

**પાલી**—જોયું કેની, વલી બીચારા કોઇની શોધદોડ થાયછે. કોણ બીચારો સપડાઇ જનાર હશે ? કોણ બીચારો ફાંસીનાં લાકડાંમાંથી છટકવા માટે નહાસભાગ કરતો હશે? (અંદરથી બુમો પડેછે "પકડો! દોડો! આએ શું પેલો સામો જાયછે.") આએ દોડતો શખસ તો મારી ઓલખાણમાં આવેછે. (વિચાર કરીને) હા, પેલા જેઠમલ મારવાડીને તયાં જે ગરીબ છોકરાએ મારી દયા ઉશકેરી હતી તેજ એ છે. એનાં ચેહેરા ઉપરથીજ માલુમ પડેછે કે તે નિરદોશછે અને નાહેકનો ફાંસી નહીં જાય, માટે મારે તેને બચાવવો જોઇયે.

[નાદીર દોડતો દાખલ થાયછે અને પાલી પપેટો તેને અટકાવેછે.

**નાદીર**—(ચોંકીને) તયારે આખરે હું પકડાયો ! બદબખ્ત. ઠગારા જાસુસ, આખરે હું તારા હાથમાં આવ્યો.

**પાલી**—નહીં ભાઇ, ધીરજ ધર, ગભરાનાં.

**નાદીર**—તયારે મને બચાવ, હું નિરદોષ છું. મારો બચાવ કર.

**પાલી**—મેં ધાર્યુંતુંજ કે તું નિરદોષ હશે. જલદીથી મારી પુઠે આવ. ઝડપ કર.

[એક ફાલકાંની મારફતે તેઓ નીચે ગુમ થઇ જાયછે; સિપાઇઓ આવી આમતેમ જોયછે અને નિરાશ થાયછે: પરડો પડેછે.

## અંક બીજો—દેખાવ પાંચમો.

[પાલી પપેટાનો ઘરનો એક કંગાળ ઓરડો, પક્ષીનું પીંજરૂ ઓરવેલુંછે, થોડીક ખુરસી અને ટેબલ પડેલીછે; પાલી અને નાદીર વાત કરતા દાખલ થાયછે.

**પાલી**—નાદીર, હવે ધાસ્તી દુર કર. તું હવે સલામત છે, પોલીસનાં પંજામાંથી હાલ તુરતતો તું છુટો થયોછે. બેસ, થાક ખા. તે પછી મને જણાવ કે હું તને કોઇબી રીતે તારી ધારણામાં મદદ કરી શકીશ.

**નાદીર**—કંઇબી બોલું તેની અગાઉ મને અચરતી એ ઉપજે છે કે તમો મારા જેવા પોતે ગરીબ છો અને તોપણ મારા દુઃખ તરફ તમો આટલી બધી દયાની નજરથી જુવોછો !

**પાલી**—એમાં કાંઇ અચરત થવાનું નથી. રસ્તામાં જતા કોઇબી ભિખારીને તું પુછ કે તેને કોણની તરફથી વધારે અરધી મળેછે, ગાડી ઘોડે ફરતાં એરકી બાનુઓ અને ગ્રહસ્થો તરફથી કે પાઉંપ્યાદા ચાલતાં ગરીબાઇથી વાંકા વળેલા પુરૂષો તરફથી? તું બીન અનુભવી છે, પણ આગળ ચાલતાં તને માલમ પડશે કે આ મુંબઇ શેહેરમાં જે હજારો ભિખારીઓ પોતાનું પોષણ કરી શકેછે તે તાલેવંતોની મદદથી નહીં, પણ પોતા કરતાં સેહેજ ચહડતી કીસમનાં ગરીબોની સખાવતથી. એ સઘળા અનુભવમાંથી હું પસાર થયોછું અને તેટલા માટે ગરીબો તરફ મને વધુ રહેમદિલી ઉપજે છે, માટે બીનદેહેસતે તારા જીગરની લાગણી મને જણાવ અને યાદ રાખજે કે તારો વિશ્વાસ ખરાબ માર્ગે મેલાયલો ન ગણાશે.

**નાદીર**—આ દુન્યાંનાં મારા એખલા મેહેરબાન દોસ્ત, દુન્યાંનાં કાંઇબી રસ્તા મને ખબર નથી, કારણ કે માબાપના લાડ તળે ઊછર્યા પછી આ બહોલી દુન્યાંમાં ઝીપલાવી દેવાની જ્યારથી મને ફરજ પડીછે ત્યારથી તેની કાળી બોરદુ સિવાય બીજું કાંઈ પણ મેં જોયું નથી અને તે અરધા અનુભવ ઊપરથી મારૂં દુખી જીગર મને બસારત કરેછે કે મારો કાંઇબી ભરમ ખોલ્યા વગર પેહેલાં તમારાં જીગરથી મને વાકેફ થવું જોઇએ.

પાલી—ખરૂં છે અને મને હદસર કહેવાની ધાસ્તી નથી. કાયદાની નજરમાં હું ગુનેહગારછું, પરંતુ હું લુચ્ચો નથી. નસિબ દેવીની સામણે હું લડત ચલાઉંછું અને જ્યારે તે મારી સામણે રૂઠેલીજછે ત્યારેજ તેને માહત કરવા માટે મને એક ગેરવાજબી રસ્તો લેવો પડયો છે, જે વિષે તું રફતે રફતે જાણુશે. તે રસ્તો લીધાથી જે હું મેળવી શકુંછું તેમાંથી હું તારૂં ગુજરાંન કરીશ, પણ કદીબી તે ખરાબ માર્ગે તુને હું લેઇ જનાર નથી. જે કામ હું કરૂંચ, જે આડે રસ્તે હું ગયોછું, તે ખોદાને હાજર ને નાજર જાણી જણાઉછું કે મારા પોતાના લોભને માટે નથી, પણ એક બીજાને સુખ અને આરામમાં રાખવાને માટે છે. એક નિર્દોષ બચ્ચાં જેવી એઅકલી સેહેજ માથાથી ફરેલી બેટી પડોસનાં ઓરડામાં સુતેલી છે તેણીને ખાતર મેં એવો રસ્તો પકડયો છે.

નાદીર—બસ, દોસ્ત બસ. મારો વિશ્વાસ પૂર બેઠોછે. તે આડો રસ્તો હું જાણવા માંગતો નથી અને એકબારગી હું જાણીશબી તોપણ તેથી મારો ચાહ ઓછો થનાર નથી.

પાલી—અરે! પણ તે આડા રસ્તા માટે માંરૂ જીગર કેવું ડંખેછે! પણ પ્યાર—કિનો!—તમારૂં ખાણું ખરાબ થજો દુમશીયાઓનું!

નાદીર—શું દુમશીયાઓ! ભાઇ, તારી વાતથી મને વાકેફ કર, કદાચ તું મને બહુ ઉપ્યોગી થઇ પડશે, કદાચ તારેથીજ મારી ધારણા બર આવશે.

પાલી—સોરાબશાહ દુમશીયાનો માંનીતો સાળો ફલીમામા અને હું નહાનપણુમાં જાની મીત્રો હતા, સાથે શિખતા, સાથે ફરતા, સાથે ખાતા અને એકએકનો છુપો ભરમ એક બીજા આગળ ખુલ્લો કરતા. એક અતિ ખુબસુરત છોડી ઉપર હું પ્યારમાં પડયો, તેણીએ મારી ઉપર પ્યાર કર્યો, મેં તે પ્યારની વાત એ મારા રફીક આગળ ખુલ્લી કોધી અને તે લુચ્ચો માણુસ તે સાંભળી સઘલી મીત્રાચારી ભુલી જઇ મારી તે મૂર્તિને ખોટી કબુલાતો આપી ઉપાડી ગયો. તે બીચારી ભોળ-વાઇ અને એક બેટીનો જન્મ આપતાં ગુંગળાઇ મરણુ પામી. તેનાં લુચ્ચા ફસાવનારે પોતાની આ હકદાર બેટીને ઝાંખીને જોઇ પણ નહીં. મનેજ આખરે દયા આવી, મેંજ તે છોકરીને પાળી મારી બેટી સમાન

ગણી અને હું રંડાયલાની માફક સદાકાળ રંડાયલોજ તરીકે જીંદગી ગુજારૂંછું અને ગુજારીશ. તે બેટી તે પડોસનાં આરડામાં સુતેલી મારી હેતવંતી નાજાંછે અને તેણીને ખાતર, તેણીને ગરીબાઇના કાંઇ પણ સંકટો નહીં દેખડાવાને ખાતર, હું આડે રસ્તે પડયોછું. તે આડો રસ્તો દુન્યાંને જો ખબર પડશે તો આખ્ખી દુન્યાં મારી ઉપર થુકશે, ઇનસાફની અદાલત કાળા પાણીએ મને મોકલાવશે, પણ કોણ વિચાર કરશે કે એક નાપાક હારેમન દેવનાં કર્તુક ઢાંકવા માટે, તેની હકદાર બેટીને બચાવા માટે, આવાં સંકટમાં હું પડયોછું.

**નાદીર**—ખચિત તારી હાલત મારાજ જેટલી દયા ઉપજાવાજોગ છે. એ ખાનદાન વિષે તું પછી વધારે સાંભળશે.

**પાલી**—પણ દુન્યામાં ધોતાં ફુલ જેવાં કપડાં પેહેરી ફરતાં આ "કાળા મેંઢા"ને મેં સદાની શિક્ષા આપીછે, તેના એક પગને મેં ભાંજી નાખ્યોછે, જેથી તે લંગડો થયોછે અને એ પ્રમાણે પોતાનાં કરતુકની સજા તે ભોગવેછે અને સદા ભોગવશે.

[નાજાં ફાટેલા ડોળા સાથ ઉઘાડે માથે ઝીખરાયલા પીખરાયલા પોશાગ સાથ ગાતી ગાતી દાખલ થાયછે; જુવો વધારો; ગાયણ ચોઠું.

**નાજાં**—(આસપાસ અને આસમાન તરફ નજર કરીને) બાવાજી, વાહાલા બાવાજી, તમે હયાં છો કે? હમણા રાત છે કે દિવસ છે! તમારી નાજાંને ખબર નથી માટે નાજાંને તે જણાવો.

**પાલી**—(પોતાના ભેંજા ઉપર હાથ મેલી નાદીરને બતાવીને) મારી વહાલી નાજાં, જયારેબી તું મારી પાસે હોયછે ત્યારે મારાં જીગરને મનશે તે ચલકતો દીવસછે, પણ નાજાં આએ મારી પાસે બેઠોછે તે મારો મીત્ર થાયછે. હું ઇચ્છુંછું કે તું એને પસંદ કરશે.

**નાજાં**—હા, અલબતાં. બાવાજીનો દોસ્તદાર તે નાજાંનો મીત્ર. નાજાં, તમારા એ મીત્રને ચહાશે. પણ બાવાજી નાજાંને કહેતા નહીં કે એ રાત છે કે દિવસ ? એ રાત બહુ લાંબી છે અને નાજાંને તે પસંદ પડતી નથી.

**પાલી**—બેટી, હમણા રાત છે, તું પેલો ચંદ્રમા જોતી નથી ?

**નાજાં**—(આંખ ઉપર હાથ દઇ) નહીં, નહીં. નાજાં ચંદ્રમા જોવાને ખુશી નથી. (આંખ ઉઘાડી કપાળ ઉપર હાથ મેલી) તે જોયાથી નાજાંને હીંયાં દુઃખ થાયછે. (કપાલ ડાબેછે.)

**પાલી**—(નાદીરને હળવે) બીરાદર, મારી કમનશિબ બેટી શું કહેછે તે સાંભલેછે કે ?

**નાજાં**—(એકદમ નાદીર આગળ જઇ બરડા ઉપર હાથ મેલી) તમે ચંદ્રમામાંથી આવ્યાચ કે ? જો ત્યાંથી તમો આવ્યા હોવો તો નાજાં તમોને પસંદ કરતી નથી.

**નાદીર**—નહીં, કમનસિબ છોડી, હું ત્યાંથી નથી આવ્યો, હું તો તારો ગમગીનીનો સાથીહું.

**નાજાં**—અરે ! તે સાંભળીને તો નાજાં ખુશી થઇછે, કારણકે નાજાંને એક સાથીની જરૂર છે. તમે નાજાંના ભાઇ થાઓચ ? ત્યારે તો ગરીબ નાજાં તમોને સદાને સદા ચહાશે. પણ જેમ મારી બેહેન મારા જીગરને ગાયન ગાઇ રિઝવેચ તેમ તમો નાજાં આગળ ગાયન નહીં ગાશો ?

**નાદીર**—તમારી બેહેન ! શું તમારી એક બેહેન પણ છે કે ?

**નાજાં**—(પીંજરૂં બતાવી) આએ શું પેલી. પણ નાજાંએ તમોને ભાઇ કીધાચ તેથી તે અદેખાઇ કરેચ. હું તમોને કાંઇ વાત કહું, પણ નાજાંની ખાહેશ છે કે તેણીની બેહેન એ વાત સાંભળે નહીં. પેલો મોટો કદરૂપો દરામણો ચંદ્રમા નાજાંની બેહેનને બીહવડાવેછે, અને જ્યારેબી એ ચંદ્રમા નાજાંની બેહેન સામે ટીકયા કરેછે ત્યારે નાજાંની બેહેન ગાતી નથી.

**પાલી**—દીકરી, એ પક્ષીને તારી બેહેન તરીકે તું કાંય કહેચ ?

**નાજાં**—(વિચારમાં પડી) નાજાં કહી નહીં શકતી. શું ત્યારે એ નાજાંની બેહેન નથી ? એ બેહેન શું તમોને વહાલી નથી ? ગરીબ નાજાંબી શું તમોને વહાલી નથી ?

**પાલી**—અરે ! તું જાણેચ તો ખરી કે તું મને કેટલી વહાલી છે.

**નાજાં**—ત્યારે તમે નાજાં સિવાય બીજા કોઇને પણ નહીં ચહાશો?

**પાલી**—નહીં નાજાં, બીજા કોઇને પણ નહીં; આ દુન્યામાં તો બીજા કોઇને પણ નહીં, જોકે સુંનારૂપાંની પુતળીઓ પોતા તરફ લલચાવી કુકર્મો કરાવેછે તોપણ.

**નાજાં**—હવે તમે નાજાંના વહાલા બાવા ખરા. હવે નાંજાંને જણાયચ કેં આએ કાંઇ દિવસ નથી, પણ રાત છે, કારણકે નાજાંને ઉંઘ આવેછે. આએ ઘાતકી ચંદ્રમા ગરીબ નાજાંની આંખ બંધ કરેછે. બાવાજી સાહેબ મેહેરબાન, નવા ભાઇ નાજાં જાયચ.

[નાજાં ગાતી ગાતી હળવે હળવે જાયછે: જુવો વધારો, ગાયણ પાંચમું.

**પાલી**—નાદીર શું ધારયું ? એવી કમનસિબ છોડી કોણની દયા નહીં ખેંચે ?

**નાદીર**—તેણીનું ગાફેલપણું સુધરે એવી હાલતનું છે અને ખચિંત તે છોડીએ મારી દયા ઉસકેરી છે. જો મારો ભાઇ કાવસ મારી સાથ આવે તો આપણે સાથે વસી સંતોષમાં આપણો વખત ગુજારીએ. પણ પૈસાની ગરમીમાં રમી રહેલાઓ તેને જે ડાબી બેઠા છે તે મારા હાથમાં કદી પણ આવી શકનાર નથી જોકે કાયદાની નજરમાં, દુનયાંની નજરમાં, તો મારોજ તેની ઉપર ખરેખરો હક પૂગેછે, પણ પૈસા આગળ દુન્યાં નાચેછે, પૈસા આગળ કાયદા શરમાઇને નિચે જોયછે. જો એકજ વખત તે મને મળે કેની તો મારી ખાતરી છે કે ગમે એવી સુખ અને મોજમઝાની જીંદગી છોડી દઇ તે મારો સાથ મારાં ગમે એવાં કંગાળ મકાનમાં વસવા આવે.

**પાલી**—એટલુંજ કેની ? લેની ત્યારે તો હું તુને તેની સાથ મુલાકાત કરાવી આપું.

**નાદીર**—અરે ભાઇ, દોલતમંદોના મકાનમાં આપણા જેવા ગરીબોને કોણ દાખલ કરે ? પટા અને લાકડી સાથના જે મોટા માણસાઇ કુતરાઓ ત્યાં ઉભા હોયછે તેઓ આપણા જેવાં મીસ્કીન દેખાવનાં માણસોને પોતાની આગળથી પસારજ થવા કેમ દે ?

**પાલી**—(હસીને) એટલીજ તને ફીકર કે ? ચોકશ કારણોને લીધે મારી પાસ સઘળી જાતના પોશાગો છે અને જો તારી મરજી હશે તો

ઇરાંની સોદાગરના, જાબલુસ્તાનનાં અમીરના, વેષમાં આપણે ત્યાં જઇને તારા ભાઇને ઉઠાવી લાવશું.

[જાયછે. પડદો પડેછે.

## અંક તરીજો—દેખાવ પેહેલો.

[સોરાબશાહના ઘરનું દિવાનખાનું; જરબાનું નાના કાવસના બાલ ઓરવા બેઠીછે, એક ખુરસી ઉપર રૂસ્તમ બેઠો બેઠો ચોપડી વાંચેછે, એક નાની ટેબલ આગલ શોરાબશાહ અને ફ્લીમામા દારૂની લેહેજત ચાખતા વાત કરેછે.

**જરબાનું**—(કાવસના બાલ ઓરતાં ઓરતાં) જો, હવે કેવો મઝાનો લાગેચ? મરૂરે દીકરા રૂસતમ, તું આ મારા બીજા બચુકલાને હયાં લાવ્યોચ કેની તેથી મારો તો બહુ વખત સોહોવાઇ જાયચ. કાવસ, બોલ તું કોણુનો દીકરો?

**કાવસ**—તમારો દીકરો, અને મારા ભાઇનું નામ નાદીર. પણ મારો એ ભાઇ કહાં હશે?

**જરબાનું**—જો દીકરા, તું તેનું નામ દેશે તો હું તારી સાથ ફરીથી બોલીશ નહીં. તે દુકતો તો બહુ ખરાબછે અને તેવા છોકરાની સંગતમા હું જો તને પાછો જોવશ તો કોઇ દહાડેબી તારા બાલ ઓરીશ નહીં.

**ફ્લીમામા**—સોરાબશાહ, ત્યારે તમે તો હજી સાંભલ્યુંજ નથી કે? તમારા પેલા ભત્રીજા નાદીરે તો પોતાના બાપદાદાની સારી ખુબી વધારીછે. ઓલપાડનાં એક જાણીતા મારવાડી સાહુકારે તેંની સામે વારંટ કહડાવ્યુંછે અને તમારા મરનાર ભાઇનો આ કહેવાતો વારસ થોડુંકમાં તરીપાર જશે.

**જરબાનું**—ઓ બાપરે! વલી એ શું નવું રમખાણુ? તેનો દેખાવજ ખુની જેવો છેનો? શું શું કોઇનું ખુન બુન કરયુંચ કે?

**ફુલીમામા**—નહી, હજીવેર એવી હાલત ઉપર તો તે નથી આવ્યો પણ મારવાડીની મોટી રકમ તેવણ હાઉ કરી ગયાછે.

**રૂસતમ**—મામા, તમો કેવા ઘાતકી છો! કદીબી કોઇને પુરવાર થયા વગર ગુનેહગાર ગણીયે નહીં. કાંય નહીં નાદીર તદન નિરદોષ હોય? એમ તો જો ગામમાં સઘલા ગપાટાઓ ચાલેછે તે અમો માનીયે તે અમારા ઘરમાં બેસવાનેબી તમો લાયક નથી.

**ફુલીમામા**—આજ કાલના દુકતાઓ તો હાથથીજ ગયાચ. બસ, એ છેકેલાઓની તારીફ કર્યા કરો એટલે મામા સુંના જેવા. (ગાયછે; જુવો વધારો ગાયણ છઠું.)

[નોકર દાખલ થાયછે.

**નોકર**—(સોરાબશાહને] સાહેબ, બે ઇરાની સોદાગરો તમોને પુછેછે.

**સોરાબશાહ**—એકદમ તેઓને દાખલ કર,

[નોકર જઈને બે સોદાગરો સાથ પાછો દાખલ થાયછે.

**નોકર**—ઇરાંનના સુલતાનના અમીરેઆલા તથા તેવણનાં ખાનગી સેક્રેટરી.

**ફુલીમામા**—બેયા, બેયા. ખુશ આવરદી.

**સોદાગરો**—બલે, બલે.

[આસપાસ નવરૂ જોઇ બેઉ સોદાગરો પોતાની દહાડી કાહાડી નાંખેછે અને નાદીર તથા પાલી પપેટા માલમ પડેછે. જરબાનું બેશુદ્ધ થઇ જાય છે, રૂસતમ પોતાની માને સુદ્ધીમાં લાવવાને તેણીની પાસ દોડી જાયછે અને સોરાબશાહ તથા ફુલીમામા દંગ થઇને ઉભા રહેછે. કાવસ દોડતો જઈ પોતાનાં ભાઇને કોટી કરેછે.

**કાવસ**—અરે! મારા વાહાલા, અતિવહાલા ભાઇ નાદોર! હું તને હયાં જોઇ બહુ ખુશી થયોછું. હવે આપણે બેઉ જણા હયાં ખુશી ખુશાલીમાં રહીશું. પણ નાદોર, મારાં પેલાં માયજી તો કહેછે કે તું ઘણોજ ખરાબછે અને મારે તારી સાથ બોલવું ન જોઇયે.

**નાદીર—**કોણ? તારાં માયજી? ઓ! ગોલાબ ચેહેરેનાં ફરેસ્તા, આટલાજ વરસમાં તારી માતાનો ચેહેરો ભુલી ગયો કે?

**કાવસ—**(રડી પડીને) નહીં, તું કહેચ તેમ આપણાં માય તો બાવાજીને મલવા બીજે ટેકાંણે ગયાંછે. પણ હવે આપણે કદીબી છુટા નહીં પડશું જો. (કોટી કરી મજબુત વલગી પડેછે).

**નાદીર—**સાબાસ! જીવતો રહે મારી માયની હૈયાત મુરતિ, જીવતો રહે!

**ફુલીમામા—**(હિંમત ધરી) નાપાક! લુચ્ચા ચોરો! તમો ઠગોનું આ ખાનગી મકાનમાં શું કામછે?

**પાલી—**એક બોલબી વધારે બોલ અને જે હાલ તારા એક પગનો થયોછે તેવોજ તારા બીજા પગનોબી થશે. જેણીનું નખોદ વાલીને તેં પેલી જેહાનમાં મોકલીછે તેના કસમ લેઇ કહુંછું કે જો તું મને વધુ ઉસકેરશે તો તેણીને માટે મારો બાકી રહેલો કિનો પણ હું હયાંજ લેઇ બતાવીશ.

**નાદીર—**સોરાબશાહ મેહેલાશાહ દુમઝીયા, હું બોલુંછું તે કેવું પાલુંછું તે તો તું બરાબર જાંણેછે અને તેટલાં માટે હું તને હુકમ કરૂંછું કે મારા નાના ભાઇને એકદમ મારે સ્વાધીન કર અને ત્યાર પછી કોઇ દિવસેબી તું અમારે બેઉને માટે એક હરફ પણ સાંભલશે નહીં.

**શોરાબશાહ—**નહીં, એમ બનનાર નથી. કાવસા, સોલા, દોલા, એકદમ કાવસને હયાંથી લઇ જાઓ. (ચાકરો કાવસને પકડીને લેઇ જાય છે તેટલાંમાં નાદીર આડો ઉભો રહી તેઓને વારેછે) નિકલ, બંધીખાનાંમાંથી નાહાસી આવેલા લુટારા નિકલ. નહીં તો કે પોલીસની મદદ બોલાવી તુંને તયાંજ પાછો મોકલાવાની મને ફરજ પડશે.

**નાદીર—**બંધીખાનું! નહાસી આવયો! એ તારા નવા કપટી ગપાટા કે?

**ફુલીમામા—**અરે અમો કાંઇ તારાથી ઠગાવાના નથી. અમે તારાં સઘલાં કાલાંધોળાં જાણુંયેચ અને મુગા મુગા બેઉ જણા તમારો આબરૂમાંજ હયાંથી પતોની? નહીં તો કે કોરટમાં સાક્ષી આપવા આવવાનો અમોને નકામી તસ્દી આપશો?

**નાદીર**—(કપાલ કુટી) અરે! દુન્યાં દુન્યાં! એક માણસની ઉપર રૂઠેછે ત્યારે તેને તદન ગગડાવી મેલવામાં, તેને તદન અલખામણો પાડવામાં, તું તારા હુન્નરને કામે લગાડવામાં કાંઇબી બાકાત રાખતી નથી. તોપણ પરમેશ્વર ઉપર મારો ભરૂસોછે. દુન્યાં મને ઇનસાફ આપતી નથી તો આસમાન મને ઇનસાફ આપશે. વારૂં સાહેબો, એમ તો એમ પણ એકજ સવાલ મને કરવા દેવો. કાવસ, બોલ તું તારી રાજી ખુશીથી હયાં રહેછે કે મારી સાથ તું આવવાને રાજીછે? બોલ, મારા ભાઇ, એની ઉપર આપણ બન્નેનું ભવિષ્ય લટકેલું છે.

**કાવસ**—(કાલાવાલા કરતો) જો, ભાઇ નાદીર; મને હયાં ઘણું મઝાનું રેહેવા ગમેચ. બાવાના ઘેરનાં જેટલુંજ મને હયાં સુખછે, માટે મને હયાંજ રેહેવા દે.

**નાદીર**—(માથું કુટી નિસાસો મુકી) બચ્ચાંને આઇ વાહાલી નથી, પણ ખાઇ વાહાલીછે. બસ! મારી પુરતી ખાતરી થઇ. મારાં આ સઘલાં ગંકટો અને આ છોકરા માટેના મારા પ્યારનો બદલો મને મલી ચુકયો. દુન્યાં હવે મને તદન બકારી થઇ પડીછે અને હુંબી એ દુન્યાં ઉપર કિનો લેઇ તેને લાત મારી તુચ્છકારી કહાડી પેલી જેહાંનમાં જઇશ.

**પાલી**—કાંઇ નહીં નાદીર, ધીરજ પકડ. હજી તો એ દુન્યાંનાં સેતરંજનાં પાટયાં ઉપર બીજાં ઘણાં મોહરાં તને રમવાને માટે બાકી રહ્યાંછે. જો હિંમત્તથી તું તારી ચલણ ચલાવશે તો કદાચ એક મોહરૂંજ હાથ્થી ઉપર તને માહાત મેલવી આપશે.

**નાદીર**—ચાલ, પાલી ચાલ. આ ભૂમી ઉપર હવે મને કામ નથી. જયાં તું મને લેઇ જશે, જે ખાડામાં નાંખશે, ત્યાં હું પડવાને તૈયાર છું.

[ટેબલો. હલવે હલવે પડદો પડેછે.

---

## અંક તરીજો—દેખાવ બીજો.

[એક જાહેર રસ્તો. ફલીમામા, બેહેરામશાહ. અને ખશરૂ નામનો એક શખ્શ વાત કરતા દાખલ થાયછે.

**બેહેરામશાહ**—ખશરૂ, તુને અમો કદીબી ફસાવાનાં નથી. અમારા

બાપનાં બોલે તુને કબુલાત આપીયેચ કે જો સઘલો ભરમ ખોલી દેશે, જો તેઓને એવું કામ કરતાં પકડાવી આપશે, તો રોકડા પાંચ હજાર રૂપ્યાનું તુને ઇનામ આપીશું તથા તારા એક બાલને પણ અલવલ નહીં આવે એવી ગોઠવણ કરીશું.

**ફુલીમામા**—ચાલ ભાઇ, ડાહ્યો થા. નાહેકની ધાસ્તી અને ગભરાત વાળી જીંદગી દરરોજ ગુજર્યાનાં કરતાં, કાળાં પાણીએ જવાની જીગરમાં દરરોજ અગન રાખ્યાનાં કરતાં, એટલું જણાવી દેની? એક કલાકની મેહેનતમાં પાંચ હજારનો મોટો લુમેકો તારા ગજવામાં મેલી બીનદેહેસતે સદાનો ફુરકુર કર્યા કરશે.

**ખશરૂ**—(વિચાર કરીને) એમ કરવામાં હું એક જબુન કામ કરૂં-છું, પણ શું કરૂં તમારા આવા કાળાવાલાને લીધે મારે તમોને દલગીરબી કરાતા નથી, (બાજુએ) મુડદાં બેહેસ્ત જાઓ કે દોજખમાં જાઓ, મુવા એ કામના લાગતા. ખરાબ લાગે કે આબરૂ જાય. લેવોની હમણા કહી દેઇને રૂ ૫૦૦૦ ગજવામાં ઠેસવી આપણે તો આ શેહેરમાંથી સદાનાં વટેણા વાવીયે. (મોટેથી) ભાઇઓ, પેહેલાં રૂપ્યા આપો અને પછી બીજી વાત કરો.

**બેહેરામશાહ**—અમારા બોલવા ઉપર જો તને ભરૂસો ન હોયતો લે આ લખત અને તારી ખાતરી કર. એ લખત પ્રમાણે સઘળો ભરમ ફોડયા પછી તે નાપાકોને એવું દુષ્ટ કામ કરતાં અમોને દેખડાવ્યા પછી પાંચ હજાર રૂપ્યાનો કટકો તારા નામ ઉપર ચહડાવામાં આવશે.

**ખશરૂ**—(લખત જોઇને) ઠીકછે. હવે મારે કબુલ. સાંભળો, પાલી પપેટાનાં ઘરમાં અક કરામતિ ઓરડો બનાવવામાં આવ્યોછે, જયાં ખોટા સોનાનાં સિક્કા બનાવવાની એક ભઠ્ઠિ ઉભી કરીછે, અને તયાં પાલી, હું તથા બીજા થોડાક જણાઓ અનુભવથી ખોટી નોટો બનાવીયે છીયે. આજે સાંજનાં ચાર કલાકે અમારી પાછી મુલાકાત છે, જ્યારે પાલી પપેટો પોતાનાં એક નવા દોસ્તદારને એ કામમાં સામેલ કરવા માટે લાવનારછે. હુંબી હમણાથી ગોઠવણ કરી આવી ફુલીમામાને તથા એક પોલીસ અમલદારને છુપા વેષમાં નવા અનુભવી સિકકા બનાવનારાઓ તરીકે દાખલ કરાવીશ. કેમ, ઠીકછે? પછીતો તમારી ખાતરી થશે.

**મેહેરામશાહ**—સાબાસ ! ખશરૂ, તું ખરેખરો પ્રમાણીકછે.

**ખશરૂ**—શું કરૂં ? પ્રમાણિકતો ઘણો હતો, પણ ગજવે કાંણો હોવાથી જ્યારે ભૂખે મરવા લાગ્યો ત્યારે એ ધંધો કરવા માંડયો અને એ ધંધો કર્યાથીજ આજે એ પૈસે સુખીછું અને એજ ધંધાની બોલબાલાથી તથા તમારા જેવા ખેરખાહોની મેહેરબાનીથીજ થોડાં વર્ષમાં પાંચ પૈસે સુખી થઈશ.

[એક પોલીસ અમલદાર દાખલ થાયછે.

**ફુલીમામા**—(અમલદારને) લેવો સાહેબ, અમોએ કહ્યું હતુ તે કાંઇ ખોટું ઠર્યું ? તમો તો કહેજે અમારાં રાજમાં કાંઇબી કાળાંધોળાં થાય નહીં, તો લેવો સાંભાળો. મામાદેવીની દક્ષિણ બાજુની ગલીમાં સોરાબજી સટાક્યાના ઘરને પાંચમે માળેની પછવાડેની કોટડીમાં એક ટંકસાળ બનાવવામાં આવીછે. જ્યાં પીતલ અને રૂપાંનું નાણું તો બનાવવામાં આવતું નથી, પણ સુંનાની મોહરો અને નોટોનાં કટકાજ બનાવવામાં આવછે.

**અમલદાર**—શું એવું બને અને અમે નહીં જાણીયે ! નહીં ભાઇ, હુંતો નજરે જોયા વગર કદીબી નહીં માનું.

**મેહેરામશાહ**—એમ તમો બોલશો એવું અમોએ જાણ્યુંતુંજ, બે કલાકમાં આ પ્રમાણિક શેઠ આપણને ત્યાં લેઇ જઇ તે બનાવ નજરે નજર દેખડાવા માંગેછે.

**અમલદાર**—ઠીકછે ત્યાંરે. હું છુપા વેષમાં એક સિક્કા બનાવનાર તરીકે આ શેઠની સાથ જઇશ અને તમોને બાહેર છુપાવી રાખીશ. મારી તરફથી નિશાંની થતાંજ મારા છુપાવેલાં સિપાઇઓ સાથ દાખલ થજો. સાહેબ મેહેરબાન, હું તૈયારી કરવા જાઉંછું, સાહેબ મેહેરબાંન.

[જાયછે.

**ફુલીમામા**—વાહ ખશરૂ, તું કહેચ કે પાલી પપેટો આજે પોતાનાં એક નવા મીત્રને લાવનારછે, પણ તેનું નામતો તને ખબર હશેની ?

**ખશરૂ**—વળી તે કોણ ? આજકાલનો તેનો જાંની મીત્ર નાદરશાહ દારાબશાહ દુમશીવા !

**ફુલીમામા**—સાબાસ! ત્યારેતો નસિબ દેવીએ આપણા એ બેઉ હરકતા દુષ્મનો ઉપર સાથેજ સદાની ફતેહ મેલવવાની આપણને ટક આપીછે. પેલો બુઢો પપેટો હવે મારા રસ્તામાંથી સદાનો દુર થશે, અને નાદીર જન્મ દેશનિકાલ થયાથી મારી બેહેનનાં ઘરની ધાસ્તી પણ સદાની તળશે.

[જાયછે; પડદો પડેછે.

---

## અંક તરીજો—દેખાવ તરીજો.

[પાલી પપેટાનાં ઘરનો સિક્કા બનાવવાનો ઓરડો. એકગમ ભટ્ટિ ચાલુ થઈછે, જેની ઉપર કાંઇ પીળી ધાતુ દેખાયછે. વચમાં એક મોટી ટેબલ ઉપર થેડાંક કાગજો, પટ્ટીઓ, ખડીઓ કલમ અને કેટલાંક યંત્રો પડયાંછે. ટેબલ ઉપર કેટલાક જણા નોટ બનાવવાનાં કામમાં મશગુલ થયલાછે, જ્યારે પાલી ભટ્ટિ આગળ કામ કરેછે. નાદીર માથે હાથ દેઇ એક નાકે ઉભોછે.

**નોટબનાવનારાઓ**—કેમ પાલી, આ દોસ્તદારતો પેહેલેજ દહાડે આપણને ધાસ્તીમાં નાખનારાં ચિનહ બતાવેછે. અરે આજે એની ઉપર વિશ્વાસ મેલ્યાથી કાલે વગર ભાડેના ઘેરમાં તો નહીં બેસીયે કે?

**પાલી**—નહીં. ધાસ્તો ના રાખો. એતો જરા પેહેલો દહાડો હોવાથી ગભરાયચ. બાકી છાની ધાડી થયા પછી તમોને ને મને સઘળાને હઠાવશે.

**નાદીર**—પાલનજી પપેટા, એક મીનીટ મારૂં સાંભળી જશો?

[પાલી અને નાદીર એક નાકે વાત કરેછે, નોટ બનાવનારાઓ પોતાનાં કામમાં મશગુલ થયલાછે.

**નાદીર**—(ગુસ્સા ભર્યા ચેહેરે) કેવાં પ્રમાણીક કામથી તું તારૂં, મારૂં અને તારી બેટીનું ગુજરાંન કરેછે તે તેં મને આજે બતાવ્યુંછે. અને તે જોયા પછી તારી અને મારી વચ્ચેનો સંબંધ સદાનો તુટયોછે.

(પાલી કાંઇ બોલવા જાયછે તેને અટકાવીને) મને બોલવા દે. હું કાંઇ તુને હયાં ઠપકો આપતો નથી, હું કાંઇ તુને ફસાવનાર નથી, કારણ કે મેં તારૂં નિમક ખાધુંચ, મેં તારૂં પાણી પીધુંચ અને તે મેહેરબાનીઓ પછી બેવફાઇની આશા દારાબશાહ દુમશીયાનાં બેટા તરફથી તું કદીબી રાખતોનાં. એટલુંબી હું કહુંછું કે મેં આંખ મીચીને તારી ઉપર વિશ્વાસ મેલ્યો, પણ જે દોજખના ખાડામાં લાવીને તેં મને ઉભો રાખ્યોછે, તેથી તે મારી મીચાયલી આંખ ખુલ્લી થઇછે, મારી બેહેસ્ત-નશીન માતાની મુર્તિ મારી સામે આવી ઉભી રહીછે અને તે મને બસારત કરેછે કે મારે એકદમ હયાંથી જતાં રહેવું જોઇયે. બસ, પાલી મને હયાંથી જવાદે—આપણે સદાના છુટા પડીયે છીયે.

**પાલી**—(ગુસ્સામાં) આપણે છુટા પડીયે? છુટા પડી તું દુન્યાંમાં પ્રમાણીકપણાનું માન મેળવી અમોને કાળાંપાણી મોકલવાની મઝા મેળવે? નહીં, નાદીર, જીવતાતો આપણે કદીબી છુટા પડનાર નથી.

**નાદીર**—તું ડોળા ઘુરક કે ઝનુની થા, પણ યાદ રાખજે કે હું પણ તેટલોજ ડરામણોછું.

**પાલી**—આહ! આહ! આવુંજ સેવટ આવ્યું કે? કયે ચોઘડીએ દયાને ખાતર મેં આ દુકતાની ઉપર મેહેરબાની કીધી?

**નાદીર**—પાલી, હું તારી આવી હાલત માટે દલગીરછું. હું તને કાલાવાલા કરી કહુંછું કે કોઇને માટે નહીં તો તારી કમનસિબ નાજાંને ખાતર આવું જબુન કામ કરવાનું છોડી દે. સંકટના તોફાની મોજાઓ આપણને ગળી જાય તેની અગાઉ મારી માફક તું વિચાર કર. હજીબી સમજ, આપણે બેઉ સાથે નહાસી જઇએ. પ્રમાણીકપણે રૂઠેલી દુન્યાંની સામણે પણ આપણે લડત ચલાવી શકીશું. આવી હાલતમાં આપણુ પડેલાઓને તો દુન્યાં વધારે લાત મારશે. આએ શું, તારી ઉપર મારા બોલવાની અસર થઇચ. એ કાંઇ મારો અવાજ નથી, એ કાંઇ મારાજ જીગરના વિચાર નથી, પણ તારા કોઇ આગલાં સારાં કામોનાં ફરેસ્તાની બસારત છે. નાજાંનો વિચાર કરી તું આવાં કામથી હઠ અને મારી સાથ પાછો ફર.

**પાલી**—નાદીર, આજવેર હું એમજ જાણતો હતો કે લાગણીનો દોરો મારા જીગરમાં ચીમરાઇ ગયોછે. પણ નહીં, તારા બોલવાએ તે

દોરાની અગન મારા જીગરમાં પાછી ઉભી કરીછે. મારી વહાલી બેટીનું નામ દઇ હું તને કબુલાત આપી કહું છું કે આજની છેલ્લી રાત આ દોજખમાં રહી હું કાલથી એને સદાનું છોડી દઇશ.

**નાદીર**—ઠીક છે ત્યારે તારે ખાતર એક રાત એવા દોજખમાં રહેવાને પણ હું કબુલ કરૂં છું.

[બારણું ઠોકાયછે.

**પેહેલો નોટ બનાવનાર**—એ કોણ ઠોકેચ?

**ખશરૂ**—(અંદરથી) કોઇ નહીં પણ તમારો એક ગોઠયો.

**પાલી**—એતો આપણો વડો બીરાદર ખશરૂ છે. મને આએ ધંધામાં પાડવાની મોહિની લગાડનારો આપણો મીત્ર, આપણાં છુપાં પ્રધાનમંડલનો તુરો, પોતાના નવા મીત્ર સાથ આવી પુગોછે.

[બારણું ઉઘાડેછે અને ખશરૂ એક છુપા વેષનાં પોલીસ અમલદાર સાથ દાખલ થાયછે.

**પાલી**—ઓહો! આવો ખરશેદજી શેઠ. કેમ કાંઇ દુન્યાંદારીનાં આપણા રૂડા સમાચાર? આપણી ટંકસાલમાંની ખુબી બાહેર કેવી ગવાયચ?

**ખશરૂ**—રફીકો, આ મારો મીત્ર કકરયાનો કાહનજી છે. એનો આખો જમાનો પીતળનું સુંનુ બનાવવામાં ગયોછે અને પોતાનું નસિબ અજમાવવા એ હમણાંજ આપણા શેહેરમાં આવી પુગોછે. એના બનાવેલા સિકકા રાણીની ટંકસાલનો માસ્તર પોતેબી પારખી નહીં શકે.

**કાહનજી**—પણ જોઉં, તમારા સિકકા મને બતાવો.

**પાલી**—(ભઠ્ઠીપરથી એક તવાથામાં થોડીક ધાતુ લાવી) લે ભાઇ, આ અમારી ધાતુ, અને આ ટેબલ ઉપર પડયાછે તે અમારા સિકકા અને અમારી ચલણી નોટો.

**કાહનજી**—(તપાસીને) ઠીકછે, કામ તો બહુ સારૂં કરોચ, પણ હવે એ મોહર અને નોટનું બજાર બહુ ગરમ થઇ ગયુંછે, માટે હવે તો દીનાર બનાવવા જોઇયે કે આપણે ઇરાંન અને અરબસતાનમાંબી તે મોકલી આપયે. જોયા આએ! (ગજવામાંથી કેટલાક સિકકા કહાડેછે અને સઘલાઓ તે તપાસેછે.)

**પાલી**—સાબાસ ! સાબાસ ! એ તો વલી ૧૭ આનાનું સુંનું. ચાલો દોસ્ત, આવો સરસ એક નવો ગોઠયો આપણને મલ્યો તેની ખુશાલીમાં આપણે થોડો દારૂ લઇયે. (દારૂ નામીને) લેવો સાહેબો, આપણા આ નવા મીત્રની સલામતી. ખશરૂ, દુન્યાંનાં એવા ભલા માણસો કેહાં તુનેજ હાથ લાગેચ કે ? અને અજબછે કે એરો જાણી તો ટંકસાલ માસ્તર આજવેર આપણને હાથ લાગ્યો નહીં. (સઘલાઓ ગાયછે; જુવો વધારો; ગાયણ ૭ મું.)

[કાહનજી સીસોડી ફેકેછે એટલે છુપાઇ રહેલા સિપાહો, ફલીમામા, બેહેરામશાહ વતરોગે દાખલ થાયછે અને કાહનજી પોતાનો વેષ ફેંકી દઇ પોલીસ અમલદારનાં પોશાગમાં જણાઈ આવેછે; ધરપકડ થાયછે અને મોટો ગભરાટ ચાલેછે.

**પાલી**—(નાદીરને) બદબખ્ત મારૂં કે મેં તારી સલાહ માની નહીં, તોપણ મારે તને પેહેલો બંચાવવો જોઇયે. (પગ ઠોકે છે અને એક ભોંયરૂં નિકલી આવેછે.) દોડ દોસ્ત નાદીર, જલદીથી આ ભોંયરાંમાંથી નિકલી જા. ઉત્તર તરફ થઇને પશ્ચીમ તરફનો રસ્તો લેજે. ત્યાં એક કડું તારા હાથમાં આવશે તે દાબજે એટલે મારી નાજાંના ઓરડામાં તું પોતાને સલામત સમજશે. દોડ, જલદી દોડ. આ લોક તુંને જોતાં નથી તેટલામાં જતો રહે.

**નાદીર**—નહીં, હું એખલો જનાર નથી. મારામાં કૈવતછે, આપણે એઓને મારી હઠાવીશું અને આપણે સાથે જઇયે ચાલ.

**પાલી**—નાદીર, તે વિચાર દેવાનાના જેવોછે. હું તને હુકમ કરૂં છું કે તું હયાંથી જા. બેઉ જણાં હયાં મરણ પામીયે તે કરતાં તું જીવતો જઇ મારી બેટીનું રક્ષણ કરશે તે મને ગણીમતછે.

[નાદીર પાલીને ઘસડીને લેઇ જાયછે તેટલામાં પોલીસ અમલદારની ગોલી પાલીને જમીન ઉપર પટકી નાંખી દેછે.

**પાલી**—(જમીન ઉપર તરફડીયાં મારતો) દોસ્ત જલદી જા. તું સલામતછે, કદીબી તારો રસ્તો કોઇ જાણનાર નથી. મારા જીવના કોમ

લે હારની તું સંભાલ રાખજે. તેણીને તારા હાથમાં સોંપીછે. "કરણી તેવી પાર ઉતરણી"; હું જાઉંચ.

[મરણ પામેછે; ભાંયરૂં નાદીર પાછલ એકદમ બંધ થઇ જાયછે અને બાકીનાઓને સીપાઇઓ પકડી લઇ જાયછે, તેટલામાં પડદો પડેછે.

---

## અંક ચોથો—દેખાવ પેહેલો.

[ખુશનુમા મેદાનમાં ફરવાનો કયારો; ફુલીમામા બેહરામશાહ સાથ વાત કરતા દાખલ થાયછે.

**ફુલીમામા**—ખરૂં બોલું તો બેહેરાંમશાહ, હવે તો હું આ દુમશીયાઓથી તદન કંટાલી ગયોછું. બધાજ તેવા મલ્યાચ. એકની ખટપટમાંથી છુટુંચતો બીજાનાં કાળાંધોળાંથી નવી પંચાતીમાં આવી પડુંચ. ખોદા કરેને તેઓથી મારો જલદી છુટકો થાય કે હુંબી મારી નાની બંગલીમાં એકાંતવાસ જઇને રહું અને જો મેં કહીચ તે પેલી છોકરી મને હાથ લાગે કેની તો તેની સાથ બસ આખો વખત પસાર કરયા કરી મારી બાકીની જીંદગી તેણીની સાથ અમનચમનમાં એકાંતવાસ ગુજારૂં.

**બેહેરામશાહ**—સાહેબ, એ તમારા વિચારતો બહુ સારાછે, પણ તમોને ખબર છે કે તે છોકરી તો તદન સુધલા વગરની બલકે ઘેલીછે.

**ફુલીમામા**—છટ ! છટ ! જેઓ તને એમ કહેચ તેઓજ બેઅકલી હશે.

**બેહેરામશાહ**—અને વલી સાહેબ, તમારા મોભા પ્રમાણે એ વિચારજ માંડી વાલો, કારણકે તેતો કોઇ ભૂખે મરતાની છોકરી લાગેચ.

**ફુલીમામા**—હા, હું જાણુંચ કે તેની હાલત ઘણી કંગાલછે અને તેટલાં માટેજ મને આશા રહેચ કે મારી ઉમેદ આંશાનીથી પાર પડશે. ગરીબ થયા એટલે તાલેવંતોની દરેક મરજીને તાબે થવા માટે. જો ખોદાની એવી મરજી ન હતેતો ગરીબ અને તાલેવંતોમાં ફરકજ શું કામ રાખતે ?

**બેહેરામશાહ**—વાજબીછે સાહેબ, પણ પતિવ્રતાપણું, એકીનદારી અને વફાદારી ગરીબોમાં વધારે હોયછે. ગરીબોનાં એ કીલ્લા એવાતો ખુદરતીજ મજબુત હોયછે કે સુના રૂપાંના દારૂગોલા તેની ઉપર કદાચજ અસર કરી શકેછે. (ગાયછે; જુવો વધારો; ગાયણ ૮ મું.)

**ફુલીમામા**—ચાલ ચાલ, તારો એ પટપટારો અને ફીલસુફી છોડી દે અને તારી કુનેહ વાપરી કાંઇબી કરી એ છોકરી મને લાવી આપ. અરે, બેહેરામશાહ! આએ બાહેરનાં હસમુખા સ્વભાવ ઉપર અને ધોત્તા ધાતાપણાં ઉપર ભુલતો નાં. તે બનાવને ૨૧ વરષ વહિ ગયાંછે, જ્યારે હું એક પ્રમાણીક જવાન હતો, પણ જુસ્સાનાં આતસે મારી ઉપર ગલબો કરી મને કુકૅમ કરતાં શીખવ્યું અને જો કે તે વખતેજ (પગ બતાવી) મને આવી સજા થઇ હતી, તોપણ મારી તે નફટાઇની મેં કાંઇબી પરવાહ કરી નહીં. એ ૨૧ વરસનાં અરસામાં સેંકડો ઉંધાં અને સેંકડો ચતાં મેં કરયાંછે, પણ હવે જેમ આ (બાલ બતાવી) ધોલાં આવયાંછે તેમ એ સઘલી વાતો મને યાદ આવેછે અને મારાં હઇડાંને ડંખેછે. તે ગમ વિસરાવવા એક ઓરતની મને જરૂરછે અને જે છોકરીને તું ગરીબ અને સુઘલા વગરની કહેછે તે છોકરીએ મારી ઉપર કાંઇ ઓર અસર કરીછે. અલબતાં દુન્યાંને ખાતર હું એવી ગરીબ છોકરી સાથ પરણનાર તો નથીજ, પણ સદા તેણીને વફાદાર રહીશ અને મારા મુવા પછી મારૂં બીજુ છેબી કોણ?

**બેહેરામશાહ**—સાહેબ તમારા બોલવાની મારી ઉપર અશરતો બહુ થઇછે, પણ એવી રીતે કોણ છોકરી તમારે ત્યાં આવનાર હતી?

**ફુલીમામા**—તું પીંજેચ પીંજેચ ને રૂનો રૂ. બસ ટુકમાં મારી મતલબ સમજી જા કે એ છોકરીને કાંઇબી કુનેહ વાપરી તારે ઉઠાવી લાવવી જોઇયે અને હું તારો ઉપકાર કદી ભુલીશ નહીં.

**બેહેરામશાહ**—તમારે ખાતર હું કાંઇબી કરવાને તૈયાર છું, પણ કાયદા વિરૂધ એવું કામ હું કેમ કરૂં કે જેથી તમો અને હું બેઉ જણા ફસી જઇયે અને આપણી બેઉની વરષોની કિરતી જરાને માટે ધુળ જેવી થઇ જાય.

**ફુલીમામા**—(હશીને) કાયદા! અરે ભલા માણસ! ભણયો પણ ગણયો નહીં. ૪૫ વર્ષની મારી જીંદગી મારી મરજીમાં આવે તેમ પસાર

કીધીચ અને કોઇ દહાડે પણ હું કાયદાની સત્તા અથવા ચુંગાળમાં આવયો નથી. અરે હું એખલો આવ્યો નથી એમજ નહીં, પણ મારા જેવા સુંના રૂપાંની ગરમીવાલા સેંકડો જણા આવ્યા નથી. ખરૂંછે કે કાયદાનો તાપ મોટોછે, પણ સુનાં રૂપાંનો તાપ એટલોતો સખતછે કે તેની આગળ કાયદાનો તાપ તવાઇ જાયચ. બદી અને ગુનાહમાં મોટો ફરકછે તે તને કયાં ખબરછે? કાયદામાં ગુનાહને સજા ફરમાવેલીછે, બદીને રમતી મેલીછે. ગરીબો ગુનાહ કરેછે અને તેટલાં માટે તેઓ સજા પામેછે. તાલેવંતો બદી કરેછે અને તેઓને કોઇ પુછનાર નથી, કારણકે બદીને સજા હોતીજ નથી. એકજ દાખલો હું તને આપું. જે મેદાંનમાં આપણે ઉભા છીયે તેજ મેદાંનમાં બે ગરીબોને વખત સોહોવરાવાને માટે માત્ર એકએક પૈસાનો પાનાનો ખેલ રમવા દે અને પેલા પોલીસ સિપાઇઓ આવી તેઓને જુગારીઓ તરીકે પકડી લેઇ જઇ પહરેજ રાખશે, બિજે દિવશે, માજીસ્ત્રેટની કચેરીમાં તેઓને પીંજરામાં ઉભા રાખી દંડ કરાવવામાં આવશે, જે દંડ કરતાં કદાચ માજીસ્ત્રેટ સાહેબ તેઓની એવી વર્તણુંક સામણે સખ્ત ટીકકા કરશે, ત્રિજે દિવસનાં વર્તમાન પત્રોમાં "જુગારીઓને સજા"નાં મોટાં કાળાં મથાળાં તળે તેઓને ખુલ્લા પાડવામાં આવશે અને સદાકાળ તેઓ ઉપર "ડામીજ"નો કલંક લાગી ચુકશે. હવે એજ મેદાંનમાં ઘોલે દિવસે ઘોડદોડની સરત ઉપર સેંકડો રૂપ્યાની હું સરતો ખેલુ, નોટોનાં ચોડાની ઉઠલપાહલ કરૂં, તો તે માટે મને કોઇ પુછનાર નથી. પોલીસ અમલદારોની તેની ઉપર નજર પડતીજ નથી, બીજે દિવસનાં વર્તમાન પત્રોમાં હું હજારો જીતુંતો મારી તારીફ થશે, હું સેંકડો ખોઇશ તો મારી દયા કરવામાં આવશે, અને હું થોડા દીવસ વેર મંડળીમાં માનઅકરામનો પરોણો થઇ પડીશ. એવો પૈસાનો ખેલ છે, એવો દુન્યાંનો ખેલ છે, ગુનાહ અને બદી વચ્ચે એવો ફરક છે, દોલત અને ગરીબાઇ વચ્ચે એવો તફાવત છે તેટલાં માટે જો તું શહાંણો હોય તો વખતને નમીને જેમ હું કહુંચ તેમ ચાલ.

**બેહેરામશાહ**—તમારા બોલવાનું હું વાજબીપણું કબુલ કરૂંછું, પણ આવી કંગાળ, અભણ અને સુધલા વગરની છોકરી તમારૂ એકાંતવાસ કેમ રમણ્ય કરશે?

**ફલીમામા**—હું તેવુંજ માંગુછું. દુન્યાંની ખોટી તેહેંકરાઇ તથા

બાહેરનાં દેખાવોથી હવે હું ધરાઇ ગયોછું અને પેલી જેહાંનમાં જવાબ આપવા જાઉં તેની અગાઉ ખુદરતને સાદાજ આકારમાં હું જોવા માગું છું. ચાલ, હું જાઉંચ. મારૂં એટલું કામ પાર પાડી આપજે અને તને હું સદાનો ખુશી કરીશ.

[જાયછે.

બેહેરામશાહ—જોયો, ખુદરતનો ખેલ! ગમે એવા માહ પાપી-ઓબી પોતાનાં શાંત વખતમાં પોતાનાં પાપ માટે પસતાયછે. આ કુકર્મી-નું હૈડું કેટલું બધું ડંખતું હશે તેનો હું ખ્યાલ કરી શકુંછું. તે ખ્યાલ કર્યા પછી મારે પોતાને માટે જો હું ધડો ન લેઉં તો હું ખરેખરો મુર્ખો. પણ લે, પેલી સામેથીજ આવેછે અને હાલ તુરતતો તેણીને આ હારેમનના સપાટામાં મેલી આપવાનું પાપ કરી પછી હુંબી સદાનો સુધરી જઇ સવાબ કરવામાં મશગુલ થઇશ.

[નાજાં ફુલોની એક નાની બાસ્કીટ સાથ દાખલ થાય છે; ગાયછે; જુવો વધારો, ગાયણ ૯ મું.

બેહેરામશાહ—કેમ છેવો નાજાં? આ સુંદર ફુલો લેઇ ક્યાં જાઓચ?

નાજાં—આજે ચાંદરાત છે અને ચાંદને આ ફુલોથી ઓવારી લેઇ ઠંડો પાડી તેની સાથ દોસ્તી કરવા માટે નાજાં જાયછે. નાજાંના વહાલા ભાઇએ નાજાંને ફુલ ઉપર એટલી બધી ફીદા થવાને શિખવ્યું છે..

બેહેરામશાહ—નાજાં તમો કેવાં ગરીબ છો! અને તમો એવાં શ્યાંણા છો ત્યારેજ તમો મને બહુ ગમોચ. (બાજુએ) મારી પેલી વાત કેમ છેરૂં તેની સમજજ પડતી નથી. આવી નિરદોશ છોકરીને ખોટી મોહિની આપી ફસાવામાં હું મહા પાપ કરૂંચ, પણ પૈસા આગળ સૌ કોઇ નાચે. (નાજાંને) વારૂં નાજાં, ત્યારે તમારા આવા સારા શોખ સાથ કોઇ સુંદર દરીયા કીનારાના ધર આગળ તમોને રહેવા નહીં ગમતું, કે જ્યાંથી દર ચાંદરાતે તથા દર ચાંદરણી રાતે ચાંદને ફુલોથી તમો ઓવારી લેવો?

નાજાં—નહીં નહીં. નાજાં પોતાના વહાલા ભાઇ તથા પ્યારી મમાઇને કદીબી છોડી જનાર નથી. તેઓ સાથનું ગરીબ ધર નાજાંને એક મેહેલ કરતાં વધારે પ્યારૂં છે. (ગુસ્સે થઇ) પણ તું કોણ? હું તને ઓળખતી નથી. નિકળ મારી આગળથી.

**બેહેરામશાહ**—એક જણ જે તમોને બરાબર ઓળખેછે, તેણે મને તમારી સાથ બરાબર વાત કરવા મોકલ્યોછે. તેણે પોતાની ગાડી પણ તમારે સારૂ મોકલીછે. મેં પડોશમાંજ તે ઉભી રખાવીછે. ચાલો. ચાલો.

**નાજાં**—બસ, નાજાંના દીલને હાથ ના લગાડ. નાજાંને ગાડી જોઇતી નથી. ભાઇની સાથે પાઉંપ્યાદા ફરે એટલે નાજાં એ ઘોડાની ગાડીમાં બેઠા બરાબર.

**બેહેરામશાહ**—તેતો વાજબી છે, (પૈસા બતાવીને) પણ આએ પૈસા જોયા કેની? એથી દશ ગણા વધુ તમોને આપવામાં આવશે.

**નાજાં**—ચાલ મુંવઃ ખશ. નાજાંને પૈસા નથી જોઇતા. પણ કાંય તું મને મારા ભાઇ પાસેથી લેઇ જવા માંગેછે? (રડી પડેછે.)

[નાદીર દાખલ થાયછે.

**નાદીર**—કાંય નાજાં રડેચ કાંય? (બેહેરામશાહને જોઇ ચોંકી) કેમ ભાઇ, તમારા જેવા નંગને હયાં આવવાનું કારણ શું? એક નિરદોશ છોકરાંને રડાવતાં તમોને લાજ નહીં આવતી?

**બેહેરામશાહ**—મીં૦ નાદીરશાહ કાંઇ નહીં. હું તો જરા ફરવા જતો હતો ને એક જરતોસ્તી બચ્ચા તરીકે એક હમજાત નિરદોશ છોકરીની દયા લાગ્યાથી તેણીની હાલતની કેફીયત જાણવા માટે ઉભો રહયો, પણ નાદીર, તારા પોતાનાં સઘળાં સંકટોની વાત જાણી હું ખરેખર દલગીરછું.

**નાદીર**—છટ છટ, તારા જેવા ટુકડા ચાટુ ખુશામતીયાઓની દલગીરી કેવી જીગરની હોયચ તે હું બરાબર સમજુચ. (નાજાં આગળ જઇ તેણીને પટાવેછે.)

**બેહેરામશાહ**—(બાજુએ) આએ પીડા વચમાં આવ્યાથી તાળોતો બીગડી ગયોછે, પણ તેથી હું કાંઇ નિરાશ થનાર નથી. (નાદીરને) બચિત નાદીરશાહ, તમારી તરફ કાંઇ દયાલુ કામ કરવાને તમારા એવા બોલો છતાં હું ભુલનાર નથી.

**નાદીર**—ચાલ ચાલ! કુતરા નિકલ! મારી આગળથી એકદમ દુર થા. હું તને બરાબર પીછાણુંચ.

**બેહેરામશાહ**—સંભાળ રાખજો સાહેબ! સંભાળ રાખજો સાહેબ! તેજ કુતરો કદાચ તમોને કરડે નહીં?

[જાયછે.

**નાજાં**—વહાલા ભાઇ નાદીર, તારી નાજાંને વાસ્તે તું કેટલી બધી મારામારી કરેચ?

**નાદીર**—નહીં નાજાં, એ કાંઇ તારે માટે મારામારી નથી. એતો મારૂં બદબખ્ત છે, કારણ કે હું જાઉંચ ત્યાં એ મારા કપટી દુશમનો ફતેહમંદી સાથ મારી પુઠેજ ફરયા કરેચ. (વાજીંત્રોનો સાદ સંભળાયછે) આહ! કોઇને ત્યાં શેહાદી હશે તેને ત્યાં આ ખુશાલીનાં અવાજો થાયછે. સારા સગણુની તે નીશાણીછે, માટે કદાચ આપણોબી સારો વખત આવવાની તે બસારત કરતાં હશે. જયાંવેર આપણા માથા ઉપર આસમાનનો છાંવડોછે, ત્યાંવેર આશાનો કતરો આપણી છાતીમાં ઘર કરી રહેછે.

**નાજાં**—નાદીરભાઇ, જોવોની તમે ગયા પછી તમોએ લખી આપેલાં આ ગાયણો મેં મોહડે કીધાંચ. જોવો હું ગાઇ જાઉં તે તમો સાંભળો. (ગાયછે; જુવો વધારો, ગાયણ ૧૦ મું.) ભાઇ, એ મને બહુજ ગમેચ, કારણ કે તેના વિચારો જાણે મારા જીગરમાંથી નિકળતા હોય તેવાજ લાગે છે. આ મુગામંતર કાગજમાંબી જાણે જીંદગી અને ખુશાલીછે.

**નાદીર**—(એકદમ ઉશકેરાઇ જઇ) આહ! નાજાં તુને ખબર છે કે એવાજ એક મુગામંતર નાના કાગજના કટકા ઉપર મારા સુખ તથા મારી મરનાર માયાવંતી માતાની આબરૂનો મોટો આધાર લટકેલો છે.

**નાજાં**—(આસમાન તરફ હાથ કરી) અરે ખોદા! હું ઇચ્છુંચ કે નાજાંના આ ભાઇએ નાજાં તરફ જે જે મેહેરબાનીઓ બતાવીછે, તેના બદલામાં નાજાંને આ કાગળ જડે જે નાજાં પોતાના આ ભાઇને આપી સદાનો સુખી કરે. (આસમાનને ઓવારણા લેઇ) મરી જાઉં ખોદાયજી! આટલું કાગળ નાજાંને આપો કે જેથી નાજાં સદાની તમારી આભારી થાય. (વાજીંત્રોનો અવાજ થાયછે.) નાદીરભાઇ, આ સુંદર વાજીંત્રો શાંના વાગેછે?

**નાદીર**—બેહેન નાજાં, કોઇને ત્યાં લગન હશે તેની ખુશાલીનો એ અવાજ છે.

**નાજાં**—(અચરત થઇ) લગન ! ભાઇ, ત્યારે શું જેઓ પરણે તેઓ સગળાં સુખી હોય કે?

**નાદીર**—અગરજો તેઓ એકએકને ચહાતાં હોય તો તેઓનો પ્યાર ચાલુ રહેછે અને તેઓ સુખી હોયછે. જાણે નાજાં, તું એમ ધાર કે એક શખ્સ, જે તુને તારા પોતાનાં જીવ કરતાં પણ ઘણો વહાલો હોય, જેને દુન્યાંનો નાપાક નીંદાખોર જીભલીએ ઘણો હેરાંન કરયો હોય, જેને દુન્યાંએ તજી દઇધો હોય તેને તું તેની એવી હાલતમાં સદા વળગી રહે, માંદગીને વખતે તેનાં બીછાનાં આગળથી જરાબી ખસે નહીં, રાત અને દિવસ આખો વખત મરણ સિવાય તું તેનાથી છુટી પડે નહીં, તેને લગન કરી કહેછે. નાજાં એવા લગન સદા સુખી હોયછે. (બાહેર મારામારીના અવાજો સંભળાયછે અને બુમો પડેછે "ખુન! મદદ! કોઇ આવો! જલદી આવો! મદદ કરો!" નાદીર દોડતો બારી વાટે જાયછે અને પાછો નાજાં પાસ આવેછે) એક માણસની ઉપર ઘણા જણા તુટી પડયાછે. હું એખલોછું, પણ તે મારાથી જોવાઇ શકાતું નથી, માટે હું જાઉંછું. નાજાં, તું હયાંજ થોભજે, હું જલદી પાછો આઉંછું.

[જાયછે.

**નાજાં**—(તેની પછવાડે ન્યાહાલીને જોયા કરી) અરે! મારા ભાઇને જોઇ સઘળાઓ નાહશી ગયાછે અને તે તેઓની પુઠે દોડયોછે. વહાલા ભાઇ, મારી બંદગી તુને કાંઇબી ઇજા કરયા વગર મારી સનમુખ પાછો લાવી ઉભો રાખશે. ખટલી, ઓ ખટલી, જરાક હયાં આવતો, નાજાંને તારૂં કામ છે.

[ખટલી દાખલ થાયછે.

**ખટલી**—કેમ બાઇ, તમોતો દરીયે કીનારે જતાં હતાં તે ઉભાં કેમ રહી ગયાં? મને તો નાજ કહયું કે મારે તમારી સાથ આવુંજ નહીં ને તમેતો એખલાંજ જવા માંગતાં હતાં, તે હવે કેમ?

**નાજાં**—ખટલી, પેલો વાજીંત્રોનો અવાજ આવતો હતો તે તે સાંભળયો તો કે?

**ખટલી**—હા બાઇ, હું નહીં કાંય સાંભલું? કારણ કે તે સાંભળતાં તો મારાં હૈડાં હરખાઇ ગયાં હતાં. પડોશનાં મનજીભાઇ મુગાશેઠના દીકરા

ભુરાભાઇનાં ઉકર પીઠાંવાલાની બેહેન સાથ આજે લગ્નછે તેનાં એતો વાજાં વાગેછે. લાંબો વખત થયો આ જોડું એક એક ઉપર પ્યારમાં પડયું હતું.

**નાજાં**—ખટલી, તું બી કોઇ દહાડો પરણીતી કે?

**ખટલી**—ઓ ખોદાયજીરે! છોકરી તો કેટી બહુ ભોળી! તો બાઇ, આએ મારી કાળી સાડી ઉપરથીજ તમો નહીં ચેતતાં કે હું પરણીબી ચુકી અને રંડાઇને પરવારીબી ગઇ. મારો મરનાર જીવણો બહુ સારો ખાવીંદ હતો અને બેહેસ્તીને મરી ગયાને ૭ વરસ થઇ ગયાં.

**નાજાં**—તે મરી ગયો! ત્યારે એમ વર મરી ગયા પછી બૈરાંઓથી જીવી શકાય કે! ખટલી, શું વર મરી ગયા પછી બૈરી ઝુરી ઝુરીને મરી નહીં જાય કે?

**ખટલી**—ખોદાયજી વિધવાઓનાં હૈડાં સખ્ત કરેછે અને બાઇને કહુંજે ખુદરતનો ભરમ બહુ છુપો હોયછે. અરે મરી શું જાય? કેટલીક વિધવાઓ તો પાછી પરણી નવા વર લાવી પાછી તરીમ તરાક થાયછે.

**નાજાં**—ખટલી, તું તારા ભાઇ સાથ પરણીતી કે?

**ખટલી**—તોબાહ! તોબાહ! અરે બાઇ એ શું બોલોચ? કોઇ બીજા આગલ બોલશો તો મારીજ નાંખશે.

**નાજાં**—ત્યારે શું તેમ નહીં બને કે? ખટલી તું ખચિત્તજ જાણેછે કે એમ નહીં બને? જો ખટલી, કોઇ બીજાને પુછીને તારી બરાબર ખાતરી કરી આવજે કે ભાઇ સાથ પરણાય કે નહીં?

**ખટલી**—અરે બાઇ! કોઇને હું પુછવા જાઉંતો મનેબી ઘેલી ઠેરવે! તું તો બીચારી ખરેજ ઝોલીમાંના બાળકનાં જેવી નિર્દોષછે.

**નાજાં**—વારૂ ત્યારે એટલુંતો ઠીકછે કે તે કાંઇ મારો સગો ભાઇ નથી.

**ખટલી**—હં બાઇ, હં! હું સમજી ગઇ. તમે પેલા કોઇ પારસી સાથ વાત કરતાં હતાં તેણે તમારૂં મન એમ પરણવા માટે ફેરવી નાંખ્યું-ચ. અરે! પણ તે કોણ જાણે કેવો હશે, કેવાં કરતુકવાલો હશે અને તમે એકદમ ફસી જશો તો બીચારાં તમારાં જેવાં ભોળાનું શું થશે?

હું'બી તો ખરી કે બીજી વખતે તે હયાં આવે કે તેનો ઝાટકોજ કાહડી નાખું. મુવા એવાં "કાળા મેંઢાં" આએ શેહેરમાં ધોત્તાં ધાત્તાં થઇને ઘણાં ફરેચજો.

**નાજાં**—(રડીને) ખટલી, તુને સત્તા શું કે મારા ભાઇને વાસ્તે તું આટલું બધું બુરૂં બોલેચ? તેં મને ઘણીજ દુઃખી કીધીચ. હું હવે કદીબી તારી સાથ બોલનાર નથી. (એકદમ ગુઠણુ મરડી પડી) નહીં નહીં, ખટલી, મને માફ કર. મને કોટી કર, હું શું બોલુંચ તે હું જાણુતીજ નથી! હું મૂર્ખ છું—ઘણી મૂર્ખ છું—પણ કાંય નહીં તે મારી સાથ પરણે? કાંય ખટલી, તું મને જવાબ કાંય નહીં આપતી? ત્યારે તું મારી સાથ રૂસાઇ કે? ઓ! ખોદાયજી!

[રડતી રડતી હલવે હલવે જાયછે.

**ખટલી**—મારી ગરીબ નિરદોષ શેઠાંણી! નકરૂં જાણે એક નિરદોષ બોકલયું! ખોદા તેણીંને આ ધાતકી દુન્યાનાં સઘલા ફાંદામાંથી બંચાવે!

[જાયછે. બીજી ગમંથી બેહેરાંમશાહ કેટલાક માણસો સાથ દાખલ થાયછે.

**બેહેરામશાહ**—જોયું! મારી યુકિત કેવી પાર પડી? નાદીરને આપણે દોડાવી કેવો આઘે કરી દીધો? ચાલો, હવે આપણે જલદીથી એ છોકરીને ઉઠાવી લેઇ જંઇયે.

[જતા રેહેછે અને અંદરથી નાજાંની મોટી ચીચયારીઓ સંભલાયછે તથા ગાડીના ખખડાટનો અવાજ આવેછે. ખટલી ગભરાતી દાખલ થાયછે.

**ખટલી**—એ હું શું જોઉંચ? અરે મારી વાહલી શેઠાંણીને તે લોકો ઉંચકી લેઇ જાયચ! અરે, ગાડીમાં નાંખેચ! અરે, કોણ એવાં કરતુક કરતું હશે! ઓ બાપરે! કોઇ આવોરે! નાદીર, નાદીર, ઓ નાદીર!

[નાદીર ગભરાતમાં દાખલ થાયછે.

**નાદીર**—કેમ ખટલી શું છે? શું બન્યું? બોલ જલદી બોલ.

**ખટલી**—અરે નાદીર શેઠ! તેઓ તેણીને ઉપાડી લેઇ ગયા.

**નાદીર**—કોણ, કોણ? જલદી બોલ, મને તવલાવ ના.

**ખટલી**—અરેરે, હું શું જાણું? તે બીચારીને તેઓ ગાડીમાં નાખીને ગાડીતો દોડાવી ગયા.

**નાદીર**—કેઇ બાજુએ?

**ખટલી**—(આંગલી બતાવી) ત્યાં—જમણી બાજુએ.

**નાદીર**—ખટલી, તું જલદીથી ઘેર જઇ મમાઇને ધીરજ આપ. હું નાજાંનો છુટકો કરયા વગર કદીબી પાછો ફરનાર નથી. મને ભાસેછે કે પેલા કૂકર્મી ફુલીમામાનું આ કામછે. તે નાપાકે પોતાની નિચ મતલબને ખાતર આ નીરદોષ છોકરીને પોતાના પેલા મસલતીયા બેહેરાંમશાહ પાસે પકડાવી મંગાવીછે, પણ તે કૂકર્મી જયારે જાણશે કે એતો તેની પોતાનીજ બેટી થાય ત્યારે તે પોતાનીજ ઉપર કેવો થુકશે?

[દોડી જાયછે.

## અંક ચોથો—દેખાવ બીજો.

[ફુલીમામાનાં બંગલામાં એક સુંદર ઓરડો. ફુલીમામા તથા બેહેરામશાહ વાત કરતા માલમ પડેછે.

**ફુલીમામા**—લે બેહેરાંમશાહ, તું કહેચ તેમ તારાં હૈડાંને મોટો ડંખ લાગવા દેઇ જે તલાવટથી તું મારે માટે આ માશુક શોધી લાવ્યો છે તે મેહેનતનાં બદલામાં તે ડંખનાં ચચરાટ ઉપર ઠંડક લગાડવા માટે આ સોનાની ધાતુનો મલમ તને એનાયત કરૂંછું. (પૈસાની ઠેલી આપેછે) પણ તે આ દુમશયાવાલી પીડાઓ કયારે હયાંથી પતશે? નજદીક એક માસ થયો હવા ખાવાને મશે તેઓ ચોખ્ખા મને માથે પડયાછે અને હજી હયાંથી સસરતાંજ નથી. કહેજે પેલો દૂકતો રૂસ્તમ બહુ માંડો સાજો ચાલ્યા કરેચ અને તેને હવા ફેરબદલ કરવા તેઓ હયાં લાવ્યાંછે. તો એ તુંડા છોકરાનું ખાણું ખરાબ થાય તે જલદી મરીબી નહીં જતો કે સદાની કાસર પતી જાય. હું કાંઇબી તાલતલાવટ કરી એ પીડાઓને હયાંથી દુર તો કરીશ, પણ તેટલા દિવસવેર એ ખુબસુરત છોકરીને આપણાં બંગલામા સંતાડી રાખવાની તેં બરાબર ગોઠવણ તો કરીછે કે ની? વારૂ તું શું એમ કહેવા માંગેચ કે પેલો નાપાક દુકનો નાદીર પણ તેણીની ઉપર ફીદા થઇ ગયોછે?

**બેહેરામશાહ**—હા, હુંતો એમ ધારૂંચ; અને એ વીટીનાં નંગ કેવાં તોફાની બારકસછે, તે જાણ્યા પછી હું ઇચ્છુંચ કે તમો સાહેબ તમારી પૂર સંભાલમાં રહોતો ઠીક.

**ફુલીમામા**—ગરીબનાં બચ્ચાંને પ્યારની તે કેવી રમત હોય? આજ કાલનાં દુકતાઓ જોયા કેની? ખીચડીનાં ડુચા પેટમાં ખોસવાના શાશા, આખા ઘેરમાં વાંસ ફેરવેતો હાંલ્લુ જડે નહીં અને મમાઇ મરે તે પ્યાર કરી મરેચ!

[સોરાબશાહ દાખલ થાયછે.

**શોરાબશાહ**—ફરામરોઝ, તમે સાંભળ્યું કે? પેલા નાદીરશાહ શેઠ, જેવણ મારા મરનાર ભાઇનાં દીકરામાં ખપવાનો દાવો કરેછે તેવણ પાછા ખડયા પગ ગાલીચા વેર લાવેચ.

**ફુલીમામા**—ભલા માણસ, ત્યારે એતું એકદમ કાટલું કહાડી નાંખોની. મુગા મુગા પોલીસનાં હાથમાં પકડાવી દેવો કે ઓલપાડવાલા જાણીતા મારવાડી સાહુકાર જેઠમલની ચોરી કરનાર તથા ખોટા સિક્કા બનાવનાર એ શખ્સછે.

**શોરાબશાહ**—અરે ભાઇ, તેમ બનતું હોંયતો આજવેર હું બેસી રહું? તું કયાં મને નથી પીછાંણતો? પણ શું કરૂં, ચોકસ ચીજો ડંખેછે, જે ડંખ કદાચ મનેજ ભારી પડે અને તેટલાં માટે ચુપકીદી મેં સુનાં જેવી ધારીછે.

**ફુલીમામા**—અરે તમો શું કાંમ બાહેર પડોચ? એ મારવાડીનેજ આપણે અત્રે બોલાવી મંગાવી તેના અસલી લુચ્ચા નોકરને પકડાવી આપીયે. હું આજને આજ એ સાહુકાર ઉપર તાર કરૂં.

[નોકર દાખલ થાયછે.

**નોકર**—શેઠ, કોઇ શેઠીયા બાહેર આવેલાછે અને તમોને મલવા માટે આ કારડ આપ્યોછે.

[સોરાબશાહને કારડ આપેછે.

**સોરાબશાહ**—(કારડ વાંચીને) "ચાંદજીભાઇ ફરાંમજી ફરાકામારૂ, માહારાણીજીની વડી અદાલતનાં સોલીસીટર". વળી એ કોણ? વારૂ તેવણને મોટા હોલમાં બેસાડ.

[ચાકર જાયછે.

## **અંક ચોથો**—દેખાવ તરીજો.

[શોરાબશાહના બંગલાનો એક સુંદર ઓરડો. ચાંદજીભાઇ બેઠાછે અને શોરાબશાહ દાખલ થાયછે.

**ચાંદજીભાઈ**—શોરાબશાહ શેઠ, તમારા દીદાર જોઇ હું મગન થયોછું. બેઅદબી નહીં હોય તો સાહેબને હું પુછું કે નાદીરશાહ દારાબશાહ દુમશીયા નામનો તમારા ભાઇનો એક છોકરો છેની? હું ઓળપાડવાલા મારવાડી સાહુકારનો વકીલ થાઉંછું.

**શોરાબશાહ**—હો! હો! બેસો, બેસો ચાંદજીભાઈ શેઠ. માફ કરજો મેં તમોને ઓળખ્યા નહીં. (બેઉ હાથ, હાથમાં ડાબીને) વર્તમાન પત્રોમાં તમારી તારીફનાં સખુનો, તમારા બાહોશી ભર્યા ભાષાણો, હું દરરોજ વાંચુંછું અને દરરોજ ઉમેદ રાખતો હતો કે, ક્યારે તમારા દીદાર જોઉં અને ક્યારે તમારી સાથ મીત્રાચારી કરૂં? પણ સુગર તે બારેહ-કતાલાનાં કે મારી આ ખાહેશ આખરે આજે ન ધારેલી બર આવી. કાવસા, જલદી શેઠને વાસ્તે ચાહેનું કપ લાવ. ચાંદજીભાઇ શેઠ, તમે જે નાપાક દુકતાને વાસ્તે પુછોચ્ય કેની તે દુકતો મારા ભાઇના છોકરામાં ખપવા માગેચ, પણ એવા ખરાબ છોકરાને લીધે અમારાં સારાં ખાનદાનને નાહેકનું નઠારૂં લાગેચ અને જેઠમલ મારવાડીના રૂપ્યાની હેલીની એ નાપાક દુકતો જે ચોરી કરી લાવ્યોછે, તે માટે અમો હમણાજ વિચાર કરતા હતા કે એને જલદીથી પકડાવી કાયદાસર સજા કરાવીયે કે એવા દુષ્ઠ છોકરાઓ ફરીથી એવું માહાપાપ કરતા અટકે.

**ચાંદજીભાઈ**—(અચરત થઇ) નહીં સાહેબ, તમે સાંભળીને અચરતબી થશો અને ખુશીબી થશો. કે મારાં કુલ મારવાડી જેઠમલ મરણ પામ્યાછે અને પોતાના વસીયતનામામાં મને ફરમાવી ગયાછે કે તુરતજ મારે એ નાદીરને જાતે મળી તેની પાસ મરનાર શેઠને નામે માફ માંગવી કે કેટલાંક વર્ષની વાત ઉપર ચોરીનો નાહેકનો વાંક તેની ઉપર મેલવામાં આવ્યો હતો. હિસાબ કહાડતાં પઇએ પઇ પાછી મળી હતી અને નાદીર તદન બેગુનાહ હતો. મારાં મરનાર કુલનો મરતી વખતનો હુકમ તથા વસીયતનામામાં જણાવેલો ફાસો તમારાં એ ભત્રીજાને હું આપવા આવ્યો છું.

[એક નોકર ગભરાયલો દાખલ થાયછે.

**નોકર**—સોરાબશાહ શેઠ, બદબખ્ત ! મોહકાણુ ! માહેતમ ! સિતમ ! દોડો દોડો ! જલદી આવો ! તમારાં બદ તાલે માટે જલદીથી તૈયાર થાઓ !

**શોરાબશાહ**—શું છે ? શું છે ? જલદી બોલ.

**નોકર**—આ સદાનાં સુખી ઘેર ઉપર સાહેબ, હમણા જે માહેતમ વિત્યું છે તેથી આ ઘેરમાં સદા અંધારૂં રહેશે. અરે, સોરાબશાહ શેઠ ! ઘણીજ માહેતમભરી ખબર સાંભળવાને તૈયાર થાઓ.

**શોરાબશાહ**—પણ નાપાક ચોર, જલદી બોલની. મને આંખમાં ચકરી આવેછે, જલદી બોલ.

**નોકર**—સાહેબ, તમારો બેટો રૂસ્તમજી—

**શોરાબશાહ**—(બહુ ધભરાઇ) મારો બેટો—મારો એક પુરો બેટો—દુન્યાંનો મારો ખરેખરો એખલો ચેરાગ ! અરે ખોદા ! તેને શું ભયંકર બન્યુંચ ? શું મરણ પામ્યો ?

**નોકર**—નહીં સાહેબ—પણ નજદીક તેવી હાલતમાંછે. ઘોડા ઉપરથી પડી જઇ એક મોટા પથ્થર ઉપર એ કમનસિબ જવાન ઝીકાયોછે, જેથી તેનું માથું ફાટી ગયુંછે અને તેને ડોળીમાં નાંખી ત્યાં લાવવામાં આવેછે. મને આ ખબર તમોને જણાવવા માટે દોડતો હયાં મોકલાવ્યોછે.

**શોરાબશાહ**—(એકદમ ફીકીકો પડી) અરે, લોભ ! અરે, લુચ્ચાઇ, ડોંગાઇ, કાવતરાં અને આપમતલબ ! આખેરસ તમોએ મને આવો બદલો લાવી આપ્યોછે. મેં જે દોલત ઠગાઇથી મેળવી, મારા ભાઇનાં બચ્ચાંઓને તથા વિધવાને રડાવ્યાં, સેંકડો ઉંધાં અને ચત્તાં કર્યાં અને ચાર પૈસે સુખી થયો, તે મારા એકપુરા બેટાને સુખી હાલતમાં મેલી જવા માટે. પણ ખુદરત મેં જેવું કીધું તેવુંજ હું પામુંચ. મારી કરણીનાં ફળ હું હયાંજ જોઉંચ. ઓ રૂસ્તમ ! ઓ બેટા રૂસ્તમ ! તારાં ફરેસ્તાઇ મોહડાંમાંથી જે શિખામણનાં સખુનો નિકલ્યા હતા તે મેં જો માન્યા હતેતો આજે આવાં દુઃખમાં તો નહીં પડતે ? (એકદમ ચોંકી પણ શું હું હજી હયાંજ ! ચાલ ફરામરોઝ, જલદી ચાલ. હજીબી કદાચ મારા પાપનો એવો પસ્તાવો કર્યા પછી ખોદાતાલા મારી તરફ રહેમદીલી બતાવી મારાં એકપુરાં ફરજંદને સલામત રાખશે.

[શોરાબશાહ, ફલીમામા અને નોકર જાયછે.

**ચાંદજીભાઈ**—આ એતો કેદી કરણી તેવી પાર ઉતરણીનાં ફળ ચાખ-વાનો દિવસ માલમ પડેછે. હું શું મતલબથી આવ્યો અને હયાં હું શું જોઉંછું ? મારેતો હયાંજ થોબવું જોઇયે, કારણ કે કદાચ વધુ ભોપાળાં બાહેર પડશે.

[બારણું જોસમા ઠોકાય છે.

**નાજાં**—(અંદરથી) હું મરી જઇશ ! હું ખચિત્ત હયાં મરી જઇ-શ ! અરે ! કોઇ મને આ ઓરડામાંથી બાહેર કહાડો. કોઇ મને મારી ઓરડીમાં મેલી આવો.

**ચાંદજીભાઈ**—વળી આ શું નવો ચમત્કાર! એક અબળાંનો કોમળ સાદ એ છે, પણ તેણી અતિ સંકટમાં હોય એવું તેણીનાં બોલવા ઉપ-રથી માલમ પડેછે. જે બે નેકનામી ભર્યા નંગા હમણાં હયાંથી ગયાછે તેઓમાંથી એકુનાં આ કારસ્તાન માલમ પડેછે. બાઇ, તમો કોણછો ? તમો હયાં કયાંથી આવ્યાં ?

**નાજાં**—(અંદરથી) મને હયાં મારી મરજીની વિરૂધ ગાડીમાં નાંખી ઉપાડી લાવવામાં આવીછે.

**ચાંદજીભાઈ**—(ગુસ્સે થઇ) ઇંગ્રેજના રાજમાં પણ એવી બેઅ-દબી કે ? એ મારાથી કેમ શાંખી શખાય ?

[જોસમાં લાત મારેછે, જેથી બારણું ઉઘડી જાયછે અને એક સલ્યાવાળા કેદખાનામાં નાજાં માલ-મ પડેછે.

**ચાંદજીભાઈ**—બાઇ, તમોને કોણે હયાં કેદ કર્યા ? તે નાપાકો ક્યાં છે ? મને જલદીથી જણાવો. પણ પેહેલાં તમો બાહેર આવો.

**નાજાં**—બારણું બંધછે અને મારાથી બાહેર આવી શકાતું નથી.
[ગાયછે; જુવો વધારો; ગાયણ ૧૧ મું.

**ચાંદજીભાઈ**—મહારાણીજીનાં ઇનસાફખાંતાંનો હું એક અમલદાર કદીબી આ જોઇ શકું નહીં. બાઇ, જરાં થોબો. હું જલદીથી એક પોલી-સ અમલદારને બોલાવી લાઉંછું અને જે માણસે આવું તાજુબી ભર્યું ભયભીત કામ કર્યુંછે તે ગમે એવો મોટો હશે તેને ઇનસાફનો સ્વાદ ચખાડયા વગર હું કદીબી જંપીને બેસવા દેનાર નથી.

**નાજાં**—પણ ભાઈ, તમો હયાંથી ગયા પછી કદાચ તેઓ આવી મને બીજે ઠેકાણે ઉહાવી જશે. માટે મને મેલીને તમો ના જાઓ. અરે! મારો ભાઇ જો હયાં હોયતો મને કેવી ધીરજ મળે! મારી ગરીબ આંધળી મમાઇ શું વિચારતી હશે? કદાચ તેણી મરણ પણ પામી હશે.

**ચાંદજીભાઇ**—એક કાગળનાં કટકા ઉપર મને લખી આપો કે તમો સહીસલામતછો. લાવો, હું પોતે દોડતો તેઓને તે પોહોંચાડી ધીરજ આપી આઉં.

**નાજાં**—સાબાસ! આફરીન! ખોદા ખાતર મારૂં આટલું કામ કરો. કંઇ નહીં મને હયાં એખલી મેલી જાઓ. મારી ઉપર બીજું સંકટ આવશે તેની કશીબી ફીકર ના કરો પણ મારા વહાલા ભાઇ અને મારી આંધળી મમાઇને ધીરજની બહુ જરૂરછે. પણ કાગજનો કટકોજ કયાં છે? (બેઉ શોધેછે, પણ પાતો નથી) અરે! આવેલી ઉમેદમાં આ નિરજીવ ચીજથી કેવી નાસીપાસી!

[આસપાસ હાથ ફેરવતાં નાજાંને હાથે એકદમ એક ચાંપ દબાયછે, જેથી તુરત એક ખાનું ઉઘડી આવેછે અને તેમાંથી એકજ કાગજનો કટકો નિકળી આવેછે. એકદમ હરખમાં બંધીખાંનાને લાત મારી બાહેર નિકળી આવી જમીન ઉપર ફસડાઇ પડી થોડા વખત પછી ઉઠેછે.

**નાજાં**—(તે કાગજ હાથમાં લેઇ વાંચી હરખાઇ જઇ ગુઠણ મરડી આસમાન તરફ હાથ કરી) ઓ પાક પરમેશ્વર! આખરે મારી ઉમેદ તું બર લાવ્યો! આજનો દિવસ કરામતોથી ભરેલોછે. આ કાગળ શું? મારો વહાલો નાદીર પોતાનાં માતાની લગ્નની સરટીફીકેટ માંગતો હતો તેજ મારા હાથમાં આવી ગઇછે! ત્યારે સારાંને માટેજ હું હયાં આવેલીછું. મારી જીંદગીનો આજે સૌથી સરસ દીવસછે. મારાજ હાથે મારા વાહલા ભાઇની મુરાદ બર આવીછે. (ઝડપથી ઉઠી ટેબળ આગળ જઈ થોડુંક લખીને) અરે મારા ભાઇ! તું હયાં હોયતો તને કેવો હરખ ઉપજે!

**ચાંદજીભાઇ**—તમારા ભાઇનું નામ શું?

**નાજાં**—નાદીર! તે કાંઇ મારો ખરો ભાઇ નહીં થાય.

**ચાંદજીભાઇ**—કોણ? નાદીરશાહ.દારાબશાહ દુમશીયા? અરે હુંબી તેનેજ શોધવા આવ્યોછું, તેનું નિર્દોષપણું સાબેત કરવા આવ્યોછું, તેને થયલી ગેરઇનસાફીનો એક મરનાર માણુસનો બદલો આપવા આવ્યોછું. હું જાઉંચ. તેને કેડેથીબી ઢુંડી લાવી સઘલી પાંતીએ હું તેને હમણાજ સુખી કરૂંચ.

[ઝડપથી જાયછે.

**નાજાં**—ખુદરત! તારી નવાજેશ આજે કેટલી બધી રેલછેલ ભરી છે? જાણે મારૂ મગજ ખુલ્લું થઇ ગયુંછે. જે પડદો મારાં મગજ ઉપર પડેલો હતો તે આ ગભરાટ અને ખુશાલીથી એકદમ દુર થયોછે અને મારૂં ગાફેલપણું પરમેશ્વરની મેહેરબાનીથી એકદમ જાણે જતું રહ્યું છે. આહ! નાદીર, નાદીર! જો તું મને તારી મોહરદાર કરે તો હવે હું કાંઇ ગાફેલ મોહરદાર તરીકે ખપીશ નહીં (ગાય છે; જુવો વધારો; ગાયણ ૧૨ મું; ગાયન પુરૂ થવા પછી) પણ કોઇનાં પગલાં સંભલાય છે. મારે છુપાઇ જવું જોઇએ, નહીં તો વળી જાલમીઓ મને છુટી જોઇ કોઇ નવા ગમખારગોફામાં લેઇ જશે. (નાજાં એક મોટી ખુરસી પછવાડે ભરાઇ જાય છે.)

[શોરાબશાહ અને ફલીમામા દાખલ થાયછે.

**ફલીમામા**—છટ! છટ! શોરાબશાહ, ધારતી ના રાખો. તમારો રૂસ્તમ સાજો થશે એવી મને દરેક ઉમેદ છે. હમણા તો હિંમત પકડી માથા ઊપર પેલું બીજું વાદળ છે તે ડફે કરવાની યત્ન કરો.

**શોરાબશાહ**—અરે ઝાનમમાં ગયું વાદળ! બસ! મારો એકપુરો બેટો રૂસ્તમ સાજો થાય તો એ નાદીરને તેનું સઘલું આપી દેવાને હું તૈયાર છું.

**ફલીમામા**—આવા તમે હિચકારા કે? (કપાળ ઠોકી) મેંબી કોણની સાથ કામ પાડ્યું! ભર દરીએ ફસાવી નાંખયો હ઼ં! અરે! તમારા પાસ પૈસા છે, વગ છે, સત્તા છે અને તમારો હરીફ તદન ભૂખડી બારસ છે તો તેને કચડી નાંખતાં વાર શું? બસ તમારી હિંમત મેં જોઇ (નાજાં હળવેથી ઉઠી નહાસી જવાની યત્ન કરેછે) આહ! મારી અલબેલી, તુને મેલવવા માટે મેં આટલી બધી મેહેનત કરીછે અને ત્યારે તુને હું એમ કાંઇ જવા દેઇશ? નહીં, નહીં.

**શોરાબશાહ**—(નાજાંને જોઇ અચરત થઇને) શરમ પડજો ફરામરોઝ! તમારા આવા કાળાંધોળાં કરવાનો શું આ વખત છે કે? દુરાચરણપણું કરવાને શું આએ જગા છે કે?

**ફુલીમામા**—સાબાસરે મારા વાયજી કરનારા પાદરી સાહેબ! કાચનાં ઘરમાં રહી પથરા ફેંકવાની અગાઉ પૂખ્ત વિચાર કરવો જોઇએ.

. **નાજાં**—અગરજો તારામાં માણુસાઇ ખવાસ હોય, અગરજો તને ખોદાની લેશભારની બીહીક હોય તો મને હયાંથી જવા દે.

**ફુલીમામા**—અરે નહીંરે અલબેલી! એમ કેમ બને? તે વિચારજ મને દેવાનો બનાવી નાંખશે.

**નાજાં**—નાદીર! અરે નાદીર! આવી વખતે તું કયાં છે?

**ફુલીમામા**—નાદીર! એવા એક લુચ્ચા ભૂખે મરતા કંગાળ છોકરાને માટે તું મને છોડી જવા માંગેછે કે? મારૂં બાગેબેહેસ્ત જેવું મકાન મેલી એવા એક કંગાળ ગુનેહગારનાં કોહડામાં જવા માંગે છે કે? નહીં, નહીં, તેમ કદી બનનાર નથી. છોકરી, જાણકે જે માણસનું તેં હમણા નામ દીધુંછે તે જે વખત જાયછે તેમાં પોલીસની ચોકીમાં પકડાયો પણ હશે. તેનાં કાળાં કર્તુકો ઇનસાફની અદાલતમાં સઘળાં હવે ઉઘાડાં પડશે.

**નાજાં**—નાપાક, હારેમન નિચ ખવાસના બદ દયાનતી શખ્સ! મારા ભલુ કરનારની પીઠ પાછળ બોલેલા એવા હિચકારા બોલોથી મારી ઉપર કાંઇબી ખરાબ અસર થનાર નથી. હું ઇચ્છુંચ કે તે તને એનો બરાબર સ્વાદ ચખાડવા માટે હયાં હાજર હોય.

[ઝડપથી નાદીર દાખલ થાયછે.

**નાજાં**—(એકદમ નાદીરને વલગી પડી) નાદીર! નાદીર!

**શોરાબશાહ**—(ચોંકીને) નાદીર!

**નાદીર**—હા, નાદીર. તમારા દરેક કાળાં કર્તુકો ઉઘાડાં પાડવા માટે સદા નાદીર તમો "કાળાં મેંઢાંઓ"ની પછવાડે લાગેલો હોયછે. ખુદરત પણ તમોને કેવી ધિક્કારતી હશે તે તમો પોતેજ એ ઉપરથી જોશો.

**શોરાબશાહ**—મારો એકપુરો બેટો મરવા પડયોછે અને નાદીર તેજ ઠેકાણે આવી પુગોછે એજ મને મારાં કર્તુકોની મોટી સજા છે.

**ફ્લીમામા**—(શોરાબશાહને) શું તમે ઘેલા થઇ ગયાચ કે ? એમ શું આટો બાફી નાંખોચ ? જરા હિંમત પકડો; સૌ સારૂં થશે. (નાદીરને) કેમ નાપાક ! એક લુચ્ચા ચોરને મારા ઘરમાં દાખલ થવાની જરૂર શું ? કાવલા, સોલા, દોલા, જઇને પોલીઝનાં સિપાઇને બોલાવી લાવો.

[ચાંદજીભાઇ કેટલાક પોલીસ અમલદાર સાથ એકદમ દાખલ થાયછે.

**ચાંદજીભાઇ**—હા સાહેબ, આ પોલીઝ અમલદારો તમારી સનમૂખ બરાબર વખતસરજ આવી પુગા છે.

**ફ્લીમામા**—લેવો ત્યારે આ નાપાકને પકડીને એકદમ ઉમરખાડીની ચોકીમાં લેઇ જાઓ.

**ચાંદજીભાઇ**—નહીં સાહેબ ! તેઓ તો આપ સાહેબની જનાબમાં આપ સાહેબને પકડી જવા માટે બીરાજ્યા છે.

**ફ્લીમામા**—શું મને ?

**ચાંદજીભાઈ**—હા, તમોને. એટલા બધા અચરત ના થાવો. ફ્રામરોઝ ઉરફે ફ્લીમામા તથા શોરાબશાહ મંચેરશાહ દુમશીયા, તમારી ઉપર આ જવાન ગ્રહસ્થ નાદીરશાહ દારાબશાહ દુમશીયાની મિલકત કાયદા વિરૂધ ઉચાપત કરવાનો માહરાણીજીના એક સુલેહના અમલદાર તરીકે તથા તેજ નામદારની હાઇ કોર્ટના એક સોલીસીટર તરીકે હું અન્યાય મેલુંછું અને ફ્રામરોઝ ઉરફે ફ્લીમામા તમારી ઉપર તો એક બીજો વધારે મોટો અન્યાય છે, જે વિષે તમોને પછી જણાવવામાં આવશે.

**શોરાબશાહ**—શું ? તું આવું બોલેચ તેની પુરવારી શું ?

**ચાંદજીભાઈ**—પુરવારી ! લેવો આ રહી. આ ઘરમાં જે છોકરીને ઉઠાવી લાવવામાં આવી હતી, તેણીને હાથે અકસ્માતે એક ચાંપ ઉઘડી તેમાંથી એક કાગલ નિકળ્યુંછે અને તે મરનાર દારાબશાહના પીરોજાં સાથનાં લગ્નની સહી સાખ સાથની સરટીફીકેટછે. આ રહી તે.

[સોરાબશાહ બેભાન જેવી હાલતમાં ઉભો રહી જાયછે.

**નાજાં**—(હરખાતી) નાદીર, તે મેં શોધી કહાડી.

**નાદીર**—વાહાલી નાજાં, આ હેશાંન કદી ભુલાશે નહીં. મારા પીતાનાં મરણબાદ આજનાં જેવો ખુશાલી ભર્યો દિવસ મેં કદીબી ગુજાર્યો

નથી. (પોતાની છાતી આગલથી પોતાની માતાની સબી ખેંચી કહાડી) વહાલી માતા!, ખંતથી અને આ વફાદાર છોકરીની મેહેનત તથા પરમેશ્વરની કૃપાથી તારા મરણ બાદ એક મુદત રહીનેબી તારા ભલા નામ ઉપર આ કૂકર્મીઓએ જે કલંક લગાડયો હતો તે મેં ધોઇ નાંખ્યોછે અને દુન્યાંને ખાતરી કરી આપીછે કે તું મારી વહાલી માતા મારા મરનાર પીતા દારાબશાહની પરણેતર હકદાર ધણીઆંણી હતી. હું મગરૂરીથી આજે કહી શકું છું કે તે મારા ખરા પીતાનું મકાન હોવાથી હું પોતે તેનો હકદાર વારસ છુ. પણ બોલ નાજાં, (ફ્લીમામા તરફ આંગલી કરી) આ નાપાક કુતરાએ તારી ઉપર હાથ લગાડવાની—

[કેટલાંક નોકરો એક મોટી ખુરસી ઉપર રૂસ્તમને સૂસ્ત હાલતમાં ઉંચકી લાવેછે, તેનાં માથા ઉપર પાટાઓ બાંધેલાછે, તેના હાથ ઝોળીમાંછે; તેની માતા જરબાનું તેની પાછલ રડતી આવેછે; ખુરસી વચમાં મેલવામાં આવેછે.

**દારાબશાહ**—ઓ બેટા! બેટા! કરણી તેવી પાર ઉતરણીની જાણીતી કહેવત મારા બાબમાં આજે બોલે બોલ ખરી પડીછે.

**રૂસતમ**—બાવાજી, ધીરજ પકડો. મારી કાકી મને આજે યાદ આવેછે. તેણીનો મરતી વખતનો દેખાવ જાણે હમણા પણ આવી પુગે છે. તે વખત મેં જે કહયું હતું તે તમોએ માન્યું હતે તો કેવું સારૂં? પણ આએ કોણ નાદોર કે? બાવાજી, હજીબી તમો એના હાલ તરફ દયા કરો. હવે તમારૂં કોણ ખાનારૂં રહેશે. જેને માટે આ સઘલું તમોએ કરયુંછે તેતો જાયછે. માતાજી, કાવસની સાથ નાદીરને પણ આજથી તમારા બેટા તરીકે ગણજો. ભાઇ નાદીર, (નાદીર જલદી આવી વાંકો વલી તેને કોટી કરેછે) તેં મને બરાબર પીછાણ્યો નહીં, પણ હું મુવા પછી મારા માત પીતા તરફથી તું બરાબર જાણશે કે તારે માટે મેં કેવી લડત ચલાવીછે, મારા બાપ મામાનો કેવો કોફ ખેંચી લીધોછે. કદાચ ખુદરતે તુને પાછો તારો હક અપાવવા માટેજ મારી ઉપર આ વિઘન નાંખ્યું હશે. પરમેશ્વરની મરજીને હું શરણ થાઉંછું, પણ મને ધીરજ છે કે તારો બાપીકો હક રાખવા માટે તું આજે હયાં હાજર અને સલામતછે.

**નાદીર**—ભાઇ રૂસ્તમ, જે મેં ત્યારપછી વિગતો મેલવીછે, તે ઉપરથી મને માલમ પડયુંછે કે મેં તને નાહેકની ગેરઇનસાફી કરી હતી, તે માટે હું માફ માંગુછું. કદાચ હજીબી પરમેશ્વર આપણુ બેઉને સુખી કરશે.

**ચોરાબશાહ**—નાદીર, ખુદરને મને જે આજે ફટકો માર્યોછે તેનાં ચચરાત પછી હું હવે વધુવાર જીવી શકનાર નથી, પણ તે અગાઉ હું તારી પાસ માફ માંગુછું, મારા પાપનો પસતાવો કરૂંછું અને તું તથા તારો નાનો ભાઇ કાવસ તમારા બાપની મિલકતનાં હકદાર વારસ તરીકે તેની સઘલી મિલકત અને અરકયામત સુખચેનમાં ભોગવો.

**નાદીર**—કાકીજી અને કાકાજી, આજનાં આ ગંભીર પ્રસંગે હું બીજી સઘળી બાબદ ભુલી ગયોછું. પરમેશ્વર કરશે તો મારો આ હેતવંતો ભાઇ રૂસ્તમ સલામત રહી આપણે સઘળાં સાથે સુખચેનમાં આપણો બાકીનો જન્મારો કહાડીશું.

**રૂસતમ**—(નાજાં તરફ આંગળી કરી) પણ માતાજી, આ છોકરી કોણ?

**ફૂલીમામા**—એતો મારી નવી મોહરદાર. થોડા દિવસમાં તારી મામી થવાની, કારણ કે આએ સઘળું બન્યા પછી મેંબી ઠેડાવ કર્યોછે કે હુંબી એની સાથ પરણી જઇ સુખચેનમાં એકાંતવાસ મારા દહાડા ગુજારીશ.

**નાદીર**—એ કરપીણ શખ્સ! તું શું બોલેછે તેનો તને કાંઇ ખ્યાલ છે? આ નિરદોશ છોડી કોઇ નહીં, પણ તારી પોતાનીજ બેટી છે. (ફૂલીમામા સાવધ થઇ જાયછે) જે નિરદોશ ઓરતને ખોટા ભરૂસાઓ આપીને તેણીની હમેલદાર હાલતમાં તેં તેણીને છોડી દીધી હતી, તેણીનું આ કુમલુ બાળકછે, અને જે મીત્રને તું બેવફા થયો હતો, જેની મોહોરદાર તેં છીનવી લીધી હતી, જેનો ઉપર વધુ કિન્નો લેવા માટે ઇનસાફની ચુંગાલમાં ફસાવતાં તેં તેને ઠાર કરાવ્યો હતો, તેણેજ તેણીને પાલીપોષીને મોટી કરીછે.

**ફૂલીમામા**—હેં! હેં! અ—આ (ઘેલો થઇ જાયછે અને તેવા ચાલા કરેછે.)

**સઘલાંઓ**—"કરણી તેવી પાર ઉતરણી" આજે નજરે નજર જોઇયે છીયે.

**નાજાં**—ગમે તોપણ એવણ મારા પીતાછે અને તેટલાં માટે આ દુ:ખ ભરી વાત હવે છોડી દેવી જોઇયે.

**નાદીર**—પણ આ ગંભીર બાબદ છોડી દઇયે તેની અગાઉ એક ફરજ મારે બજાવવીછે અને તે એકે જે છોડીએ મારા મનની સદાની ઉમેદ પાર પાડી આપી, જેણી મારી કંગાલ છેલ્લી જીંદગીમાં મારો મોટો દિલાસો હતો, તેણીને આજે મારી મોહરદાર તરીકે લેવાને હું ઉમેદ રાખુંછું. કાકીજી, નાજાંનાં કમનસિબ પીતાની હાલની કંગાલ હાલતને લીધે તેણીના વાલી તરીકે તમારી એ બાબદમાં હું મંજુરીયાત માંગુંછું.

**ગુલબાનુ**—બેટા તે મંજુરીયાત હું મોટી ખુશી સાથ આપુંછું. નાજાંને તારા કરતાં વધુ લાયક ખાવીંદ મલનાર નથી, અને જે ગેરઇનસાફી અમોએ તને કરીછે, તેનાં બદલામાં આવું એક ગોહેર અમો તને એનાયત કરીયે છીયે.

**રૂસતમ**—આજનો દિવસ કદાચ મારો છેલ્લોજી હોય, તોપણ મારી જીંદગીમાં તે ખુશી ખુશાલી ભર્યોછે.

**નાદીર**—પરમેશ્વર કરશે તો તું પણ અમારાં સુખમાં ભાગ લેવા પાછો કૈવતમંદ થશે.

**રૂસતમ**—નહીં, નહીં, તેવાં ચીનહ માલમ પડતાં નથી. (એકદમ માથું નાખી) બાવાજી—માતાજી—મને પકડો, જલદી મને કોટી કરો (ગુલબાનું તથા સોરાબશાહ તેને વલગી પડેછે). નાદીર, પીતરાઇ નાદીર, હું જાઉંચ, પણ મારા માતપીતાને તું માફ કરશે એવી મરતી વખતની મારી ઉમેદ છે. બાવાજી, માયજી, મારા કમનશીબ મામાના આ જીવતાં જીવત દાખલા ઉપરથી ધડો લેજો, અને તમારા બાકીના દીવસોમાં મારા મરનાર કાકાના કુટુંબને થયલાં ગેરઇનશાફનો તમારેથી બને એટલો બદલો આપજો. માફ કરજો મારાં કમનસીબ માતપીતા, માફ કરજો મારા પીતરાઇ ભાઇઓ, અજલ નજદીક આવી પુગીછે, પરમેશ્વરની દરગાહમાં હું જાવુંછું, જાવુંચ, નાદીર—ક્ષવસ—પીતાજી—ખોદા—મરનાર કાકાજી અને તેવણની પીરોજા મારી સનમુખ સાંમે આવી ટગર ટગર

જોયછે. બાવાજી, કાકા તમોને ડોલા ધુરકેચ, કાકી મને હસેચ—નહીં, નહીં, હવે કાકા મને દીલાસો આવેચ—ફરેસતાઓ મારી આસપાસ ફરેચ—મને બીજુ કાંઇ સુજ પડતું નથી—ઉભા રહેવો કાકાજી, કાકીજી, જરાક થોઓ—હુંબી તમારી સાથ આવુંચ—જાવુંચ—બાવાજી, માયજી જાવુંચ—નાદીર, તારાં માતપીતા મને બોકી લેચ—સલામ—બસ થઇ ચુકું.

[ડોલા બંધ કરી દેછે અને જીવ જતો રહેલો ખુલ્લો દેખઇ આવછે.

શોહોરાબશાહ.—બસ થઇ ચુકું, અજલ આવી ચુકી, ચેરાગ ગયો. "કરણી તેવી પાર ઉતરણી" એ કહેવત મને વારંવાર યાદ દેવડાવવામાં આવી હતી, પણ આજના જેવા ગમખાર સદા વીશરાવી નહીં શકાય એવો અનુભવ મને કદી મલયો નહતો પરકો પૈસો પચતો નથી, ભાઇ ભાડુંઓને રડાવવામાં પરમેશ્વર આપણને સુખી કરતો નથી! દારાબશાહનાં મરણ અગાઉ મારૂં કુટુંબ કેટલું સુખી હતું? બદબખ્ત મારાં કે નીચ ખશલત બતાવી મારા ભાઇના હકદાર કુટુંબનો હક લુટી, મારા એકપુરા બેટાનો જાંન ખોહી આજે હું આવે ફેજે આવી પુગોછું. બલયું હવે મારૂં જીવવાનું! પણ મુવા પછી મારો કેવો થાગ થશે, કયાં ઉંડા દોજખના ગારમાં હું પડીશ તેનો વીચાર મને વધારે ગભરાવેછે. ફલીમામા મારા કરતાં વધારે નસીબવાલોછે. હું જીવીશ તયાંવેર હું દરરોજ મારાં કરતુકોનાં ડંખથી, પરમેશ્વરની દરગાહમાં મને થનારી શજાથી, હું દીવસ અને રાત કંગાલીયતમાં ગુજારીશ. મારી બાયડીનો એ ભાઇ પોતાના આ ઘેલાપણાની હાલતમાં એવી કાંઇબી ધાસતીથી નીરાલો રહેશે. એવી જીંદગી શું કામની? ખોદા મારૂં મોહોત જલદી લાવ! પણ નહીં. તે દરગાહમાં મારી ઉપર જે વધારે શીતમ ગુજરશે તેના કરતાં આ દુન્યામાં જીવવું ભલું. પણ અરે! આ ખરેખરી પાપી પણ ફીલસુફ અને નીતીમાનમા ખપતી દુન્યાં મને દરરોજ તુપી ખાશે, બાહેરથી ધોતા ધોતા દેખાતાં "કાળાં મેંહાં" મારી ઉપર થુકશે, સઘલે ઠેકાણેથી હું ધીકકાર અને ફીતકારમાં આવી જવશ તે મારાથી કેમ સંખાઇ શકશે? નહીં, એવું જીવતર બલયું! તે કરતાં આપઘાત કરી તે કીરતારને મારો પરાણ બક્ષેલો પરવડે. મારા ફરેસતાઇ ખસલતનાં આ બેટાની સાથેજ હું જાઉં કે તે બેટો મને પોતાની નેકીના પ-

મરોટથી પરમેશ્વરની દરગાહમાં મારા વકીલ તરીકે ઉભો રહે. (પોતાના ગજવામાંથી એક મોટી છરી કહાડી ગલામાં મારવા જાયછે, પણ એકદમ અચકી પડી) નહીં, નહીં. મરવા નહીં ગમતું. દોજખનાં સંકત નહીં ખમાશે. મેં કીધુંછે તે મારે ખમવું જોઇયે. મારાં કીધેલાં મનેજ ભોગવવાં જોઇયે. પરમેશ્વર મારી ઉપરથી બીજાને ધડો આપવા માંગતો હશે અને એવો ધડો જો બીજાઓ આજે નહી લીયે તો તેઓનાં ખરે-ખરા બદબખ્ત. પઠર પાહડ જેવો એકપુરો બેટો ગયો! બેટા વગરનું જીવતર શું કામનું? (માથું નાખી રડેછે.)

[સઘલાઓ ગંમગીનીનુ ગાયણ ગાયછે; જુવો વધારો; ગાયણ ૧૩ મું.

[ગાયણ પુરૂં થયા પછી પડદો હલવે હલવે પડેછે.



# વધારો.

## ગાયન ૧ લું.

### પીરોજા (જુવો પાનું ૧૦ મું.)

### જોગિયા--મરેઠી સાખી.

(હે જગદીશા દીન દયાળા નમિતો તવ ચરણાલા—એ રાહ.)

ધીરજ રાખો મારાં વ્હાલાં—ના રડશો તમ ખાલી,
કાકાએ તજિયાં તમને—પણ નહિ તજશે જગવાલી;
હાથો તે ઝાલી—કરશે પાર સાથ ચાલી. ૧

ધૂજિશ નહિ હું જાન આપવા—પ્રીય તમારે સારૂં,
સીવી સાંધી કષ્ટ કરીને—પોષણ કરિશ તમારૂં;
નેનોમાં રાખી—દુખ સર્વે વિસરી નાખી. ૨

લૂટયા જેણે હકો તમારા—તેનું રૂડું ચ્હાજો,
નેક ઇદાયતથી ઓ સાહય—તેને તમે નિવાજો;
એમ નમી કહેજો—આફત ધીરજથી રહેજો. ૩

---

## ગાયન ૨ જું.

### રૂસતમ (જુવો પાનું ૧૩ મું.)

### ભૈરવી--ગરબી.

કૈં દયા કરોરે દયા કરો—રે કાં આવાજી ક્રૂર ઠરો;
રબના ડરથી તો જરા ડરો. ૧

મુજ કાકાના બેટા જેઓ—મારેછે હાય સદા તેઓ;
નાહક હક ના લૂટી લેઓ. ૨

ધન છતે ધાન્યને ધામ વના—દિવસો કાહડેછે બહુ દુખના;
પોકાર સુણો કોમળ મુખના. ૩

તમ દ્રવ્ય જમાવો મજ કાજે—હું કાળ મરિશ કે કયુ આજે;
કે મ્હા દુખ મુજ તનમાં ગાજે. ૪

શું ઓફ નથી તમને રબનો—રે ત્યાગ કરો બૂરી ઢબનો;
આપો આપો ના ક્રૂર બનો. ૫

---

## ગાયન ૩ જું.

### સીપાહો (જુવો પાનું ૨૨ મું.)

### ચમન કલ્યાણ--પદ.

(ધીરા થાઓ વીરા વહાલા—એ રાહ.)

સહુ સિપાઇયો–ચાલો ચાલો ચટપટ છોડો ખટપટ આછે ભારી;
સહુ સિપાઇયો–ચોર ગયોછે–ગૂમ થયોછે–નજર ચુકાવી સારી. ૧

૧ લો—મેં તેને દીઠો જાતો,
૨ જો—પણ ક્યાંછે તે નહિ પાતો;
૧ લો—જા નહિતો ખાશે લાટો,
૨ જો—જા જા મર આજારી. ૨

૩ જો—મેં તેને સ્વપને જોયો,
૩ જો—તે મુજને દેખી રોયો;
૪ થો—ત્યારે તેણે કાં ખોયો,
૧-૨-૩ જો—ધન તારી હુશિયારી. ૩

સઘલા—ચાલો લડતાં નહિ વળશે,
સઘલા—એમ ચોરતો નહિ મળશે;
સઘલા—ચાલો ઝટ મ્હેનત ફળશે,
સઘલા—છોડો જુઠ હુશિયારી. ૪

---

## ગાયન ૪ થું.

(રાહ ઇંગરેજી—ઓની ડેંડી સાંગ.)

### નાજાં (જુવો પાનું ૨૯ મું.)

હું જોઉ અજબ થઇ અતિ,
કાં ઝાડને ન છે ગતિ.

કાં દિધી મનુષને મતિ,
કરવા મરદારો ખતિ.

(કોરસ) રે જગત જુગત સત નહિ,
છે કુલ કુદરત જુઠ સહિ.
જે રખ મગજ અકલ કહિ,
તે સહુ સમજ અસત રહિ. ૧

નહિ સિંગડે દિપે ખર.
ન ઉડે મનુષ હવા પર,
ન રહે કાંય સહુ અમર,
ન કબૂ જોઇયે કબર. ૨

(કોરસ) રે જગત જુગત સત નહિ.
છે કુલ કુદરત જુઠ સહિ,
જે રખ મગજ અકલ કહિ,
તે સહુ સમજ અસત રહિ.

---

## ગાયન ૫ મું

### નાજાં (જુવો પાનું ૩૦ મું.)

(રાહ ઈંગરેજ—સુલતાન પોલકા.)

ચાલ ચાલ ચાંદા દૂર—જા નીકળ વેરી મારા;
કાળ કાળ તું છે ક્રૂર—નહિ દેખું ચાળા તારા. ૧

ન્હાનો મોટો થઇ ઝમકી—લલચાવે લોકો ભોલાં;
માનું નહિં તારી ધમકી—જા જા ઠગ કુતરાં કોલાં. ૨

આવ આવ બેન—વ્હાલી પોપટ બેન,
તું છે પ્યારી—સત્યે મારી—દેખીને સીતળ છે નેન;
સુ:ખ દુ:ખ વાત—કરિયે સંતઇ સાથ,
જો જો પેલો—ચાંદો ઘેલો—ધરશે તારો હાથ હાથ. ૩

---

# ગાયન ૬ થું

## ફુલીમામા (જુવો પાનું ૩૩ મું.)

(રાહ ઈંગરેજી—રતઈ મેડમ ઇઝ માઈ નેમ—એ રાહ.)

શું અજબ જમાનો આયો—કૈં જ્વાન થયા શાણા,
થઇ તડમતડાક બિરાજે—જાણે મોતી દાણા;
મોટી મોટી કરી વાતો—જાણે રૂડા રાણા,
દિલનાછે મોટા દરિયા—પણ ખીશાના કાણા.

(કોરસ) જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
ખાલી ખોખાંઓ ખખડે;
ખોટાં ડોલ કરી રખડે;
જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
કોરા વાગાએ કકડે,
ઘરમાં પરણી ફફડે. ૧

જો સાહ કદમને છેટે—કદિ જવું હોય ભાઈ,
તો બગી ટ્રામવે દેખી—પગ જાએ ફસડાઈ;
નાજુક નારોની માફક—ચાલેછે મચકાઇ,
રાતે તો આળા જોઈ—ભડકેછે ગભરાઈ.

(કોરસ) જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
ખાલી ખોખાંઓ ખખડે;
ખોટા ડોલ કરી રખડે;
જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
કોરા વાગાએ કકડે,
ઘરમાં પરણી ફફડે. ૨

ત્રિસ રૂપિયા કમાઇ લાવા—દસનાં તો બૂટ લિયે,
વળિ ઠંડાં બરફ વિના તો—પાણી નહિ કબૂ પિયે;
પોતાની ફરજ ન જાણી—બીજાંને શીખ દિયે,
રે સુણી લિયો નાદાનો—પાખંડો નિત તજિયે.

(કોરસ) જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
ખાલી ખોખાંઓ ખખડે;
ખોટાં ડોલ કરી રખડે;
જૂઠા કૈં અકડે—જૂઠા કૈં અકડે,
કોરાં વાગાએ કકડે.
ઘરમાં પરણી ફફડે. ૩

## ગાયન ૭ મું.

### નોટ બનાવનારાઓ (જુવો પાનું ૪૧ મું.)

રાહ ઈંગરેજી—નહિ મુજસમ કોઈ અલબેલો.—એ રાહ.

પીએ કોઈ બસ ક્‌હેરમાં,
પીએ કોઈ ખુશ લ્હેરમાં;
પીએ બુઢ્ઢાઓ જવાન થવા,
પીએ થાક્યો થાકો તજવા,
પીએ બીમાર સમાન દવા;
સુણ ગુણ છે દારૂમાં ઘણા. ૧
પીએ જાગૃત રંગ લાગવા,
પીએ નિંદ્રાળુ જાગવા;
પીએ કોઈ દૂવા ચ્હાઈ,
પીએ સરદીથી અકલાઈ,
પીએ જેણે ભુખ નહિ ભાઈ;
સુણ ગુણ છે દારૂમાં ઘણા. ૨
પીએ કોઈ ગમ ટાળવા,
પીએ કોઈ મોંહ વાળવા;
પીએ જો ગ્લાસ તોજ સારૂં,
પીએ બે તો સમજ્યા વારૂં.
પીએ બહુ તે કરશે કરૂં;
સુણ ગુણ છે દારૂમાં ઘણા. ૩

---

## ગાયન ૮ મું.

### બેહેરામશાહ (જુવો પાનું ૪૩ મું.)

### ખમાચ--દાદરો.

(કાંઈ લટક મટક ચલત મોહન આવે—એ રાહ.)

ભલા દિઠા ગરિબ ઘરે સદ્‌ગુણ બહુ ભાઈ—સવાઈ;
ધનપતિને ધામ રહ્યા દુર્ગુણો સમાઈ. ૧

ગરિબ નેક દ્યાનતે કરે સદા કમાઈ;
મોટા કૈં બદીમાં રહે નિત લપટાઇ. ૨
ગરિબ કરજ અદા કરે દુખથી અકળાઈ;
મોટા કૈં ગરીબના લુટે હક મલકાઇ. ૩
ગરિબ સદા ભજન કરે રબના ગુણ ગાઈ;
મોટા કૈં મરે દ્રવ્ય કાજે પછડાઇ. ૪

---

## ગાયન ૯ મું.

### નાજાં (જુવો પાનું ૪૫ મું.)

### જંગલો -૫૬.

(ભવ ભય હર મંગલ મય પાવકો મળા—એ રાહ.)

જો જો માળી ફુલ વિણવા તુ દે મને;
હાથો જોડી અરજી હું કરૂં તને. ૧

સુંદર આ બાગ જોઇ આંખ નહિ ઠરે,
હાથો તો તોડવાજ તરફડે ખરે,
નાખતો સુગંધતણી આશમાં ફરે;
લીલું—પીલું—નીલું,
સહુ જોઈ—સુધ ખોઈ—વળિ રોઈ—દિલ દુખી બને. ૨

આજતો સવાર ટાંકણે સહુ ફુલો,
રડતાં ભીંજાઇ ગયાં આંસુથી ગુલો,
વિન દેખે મુજને મુંઝાય બુલ બુલો;
માળી—વાલી—ખાલી.
ના હઠ કર–શિશ પગ પર–ધરિ જગધર–વરિશ તનમને. ૩

લાલી ચોરો મુજ ગાલની ગુલાબે,
નરગેશે નેન લુટ્યાં જો પડિ ખાબે,
એ બેને કર સજા તુ ઝટ તે બાબે;
કાપો—શ્રાપો—આપો,
દમ અકડી—ઝટ પકડી—બહુ જકડી—રગડજો તને. ૪

# ગાયન ૧૦ મું.

## નાજાં (જુવો પાનું ૪૯ મું.)

## બરહંસ--ગરબી.

(સરસ સજી સણગાર સિધારયો.—એ રાહ.

પતિવણ જગમાં જિવતર ખોટું;
જૂઠો સહુ આધારરે.— ૧
પશુ પક્ષી સહુ જિવજંતોનાં—જોડાં કરી અપારરે;
જગત વસાવો સકલ જોડથી—રાજીછે કરતારરે. ૨
જ્યાં દેખું ત્યાં પ્રેમ ગાઢથી—બાંધ્યાંછે નરનારરે;
નેમ એજ રબની ન હોત તો—જોડ ન કરતે ત્યરરે. ૩
જિવતી શું પણ નજિવ ચીજમાં—જોડાંનોછે પ્યારરે;
જેમ જડત વણ રતન ન શોભે—હાથા વણ હથિયાર રે. ૪

---

# ગાયન ૧૧ મું.

## નાજાં (જુવો પાનું ૫૫ મું.)

## કાફી--ઠુમરી.

(ધીમદારા દરદર તુમ દરના.—એ રાહ.)

જનમી શું આ જગતમાં—દીવાની,
દુખના ઢગમાં—પડી પડી નિત રડિ રડિ મરવા,
રે હો ખુદા શું હું બંદિખાને;
નિત નિત રડિયા કરૂં—ડરથી ડરૂં—તફડી મરૂં. ૧
આવો આવો વ્હાલા ભાઈ—મારી મદદે તું;
નહિ તો જિવપર આવી માથું—પટકી નાખિશ હું. ૨

---

# ગાયન ૧૨ મું.

નાઝાં (જુવો પાનું ૫૭ મું.)

ભૈરવી--૫૬.

(મોરલી બાજી રે—એ રાહ.)

શુકર કરૂં હું લાખ લાખ નિત તારા હો જગવાલી;
માનું તારાં હુકુમ જિગરથી નેક ચાલ હું ચાલીરે. ૧
તમ વણ ખાલિક ઓ જગ માલિક કુલ દુનિયાછે ખાલી;
જ્યાં દેખું ત્યાં તમ ઝમકોજ્ઞો સકલ જગતને પાલીરે. ૨
દુખિયારીનાં દુખને હરવા ટાલીછે જંજાલી;
સુખનો સૂરજ તમે ઉગાડ્યો કાપી દુખ નિશ કાલીરે. ૩
બંદીખાને રડતાં રડતાં ફેલી આંખે લાલી;
પાર ઉતારી તે દુખથી તેં—મુજ હાથોને ઝાલીરે. ૪

# ગાયન ૧૩ મું.

સઘલાઓ (જુવો પાનું ૬૩ મું)

રાહ ઈંગરેજી—ગલોરી ગલોરી એબીસીનિયા.

નેક ખસલત માનવી,
નિત્ય સુખસમ જાનવી,
પાપ ખટપટ માનવી,
લેતો ના તું માથે. ૧
મુર્ખ પરધન ખાઇને,
પાપ ગુણ નિત ગાઇને,
સાથ પરદુખ ન્હાઇને,
જાશે ખાલી હાથે. ૨
ફિક્ર કર બદઓજની,
સત્ય સદ્ગુણ ખોજની,
માન અરજ ફિરોજની,
લેજે નેકી સાથે. ૩